



# સુબોધક પદ સંગ્રહ.



પ્રસિદ્ધ કર્તા,

શા. હંસરાજ ભીમશી.

# સુબોધક પદ સંગ્રહ.

બાઈ પાંચીબાઇ હંસરાજ તથા લખમશી હંસરાજ

તથા ધનજી હંસરાજના સ્મરણાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. હંસરાજ ભીમશી.

કોડાય (કચ્છ).

પ્રથમ આવૃત્તિ. ૨૩૦ પ્રત.

વિક્રમ સંવત ૧૯૭૩. ઈ. સ ૧૯૧૭.

મૂલ્ય-અમૂલ્ય.



# અનુક્રમણિકા.



શાહ. હંસરાજ ભીમશી–કોડાય (કચ્છ)



વિવિધ વિદ્વદ્જન વિરચિત

# સુબોધક-પદસંગ્રહ.

( મંગળાચરણ-દોહરા છંદ. )

જગજીવન જગજનજનક, જગલોચન જગવીર !
જગદુદ્ધારક જગપતિ, જયજય શ્રી મહાવીર ! ૧
શાસનનાયક સુંદરૂ, જ્ઞાનદાન-દાતાર;
સમદર્શી સુખદા સદા, ભવભયભંજનહાર. ૨
વંદી તુમ પદ વિનય સહ, યથામતી અનુસાર;
ભજન સુબોધક સંગ્રહું, તજી પંથ-તકરાર. ૩
સંતશિષ્ય ઉપનામથી, જ્ઞાનચંદ્ર કૃત ગાથ;
પરિચય તેનો પ્રથમ હું, આપું આનંદ સાથ. ૪

( અમારો નિશ્ચય. )

સેયંબરોઅ આસંબરોઅ, બુદ્ધો અહવ અન્નો વા;
સમભાવે ભવી અપ્પા, લહઇ મુખ્ખં ન સંદેહો ! ૫

## ( લીંબડી સંઘાડાવાળા જ્ઞાનચંદ્રજી કૃત પદો. )

જોયું મેં જાગીરે, ધમાધમ ધરમતણી લાગીજી.

કોઇ કહે રામાનંદી કોઇ કહે મહાનંદી; ને કોઇ કહે સહેજાનંદી સાચા;
કોઇ કહે કબીરપંથી કબુલજ કરવા, કેડા બધા કાચારે. ધમા-૧

કોઇ કહે શંકરનું સમરણુ કરિયે, ને ખલકમાં અવર તો ખોટા;
તુંબીવાળા તો કહે અમે નક્કી તારશું, અવરમાં ગરબડગોટા. ધમા-૨

કોઇ કહે બહાને પ્રભુજી પ્રમાણીએ તે, વિશ્નુવિશ્વપતિ વાલા;
કોઇ કહે તીરથ તારશે તમોનેરે, સિદને ઠગાઓ તમે ઠાલા. ધમા-૩

કોઇ કહે રામને હ્રદયજ રાખીએ ને, ગુણીઅલ થઇ નામ એનું ગણીએં;
કોઇ કહે મારગીમાં મનડાં મારજો, કોઇ ભગતીપંથ ભણીએંરે. ધમા-૪

કોઇ કહે મુગતીફોજ તમોને મુકાવશેરે, કોઇ કહે બૌદ્ધ પંથ પ્યારોરે;
ઇશુને કોઇ કહે ઇશ્વર માનીએં, સઘળાથી એ ધરમ સારો. ધમા-૫

કોઇ કહે નવાં નવાં મંડલ મોટાંરે, કોઇ કહે સમાજમાં દીશે સુધારો;
જુના ધરમ જુઠારાનો, એ વિના હવે નથી આરો. ધમા-૬

ભુત પિશાચમાં કેઇ ભરમાણા ને, કોઇ કહે કાળી સારૂં કરશે;
માતા મેલડી ને અંબાભવાની, બળવાન બહુચરાજી મળશે. ધમા-૭

કોઇ કહે આગાખાન ને ઉત્તમ જાણવા ને, કોઇ કહે મુલ્લાંજી છે મોટા;
કોઇ કહે પૈગંબર પરમ પ્રમાણીએં, જગતમાં એના નથી જોટા. ધમા-૮

કોઇ કહે નિત્ય મોજમજા ઉડાવવીરે, ૫કડ બની સદા ફરવું;
શિવ જીવ કોઇ જડે નહીં તો, માથું ફૂટી સિદ મરવું. ધમા-૯

કોઇ કહે જૈન-પંથ જયકર જાણવો, કોઇ વેદાંતને વરશેરે;
શ્વાન શીઆળ સમ કજીયામાંરે, કોણ બૂડે અને કોણ તરશે. ધમા-૧૦

સમજે તેને સુખે સમજાશેરે, અણસમજુ તો અતિ અકળાશે;
સંતશિષ્ય કહે સરળ થવાથી, સાચું રૂપ સમજાશે. ધમા-૧૧

---

જે નગરીમાં ન્યાય મળે નહીં, તે નગરીમાં રે'વું શું ?
કહેલ વચનો કાન ધરે નહીં, તેવા આગળ કે'વું શું ? ૧
અકરૂં કાઢતાં ઊંટ ગરે તે, ઊંડામાં ઊતરવું શું ?
કદર નહી ત્યાં કામ તજી દઇ, ફોકટનું ત્યાં ફરવું શું ? ૨
જૂદો જીવ જણાય છતાં ત્યાં, જોર કરી જકડાવું શું ?
પાપતણો જિહાં પાર ન આવે, પ્રેમે તિહાં પકડાવું શું ? ૩
પળપળમાં પલટાએ વિચારો, તે ઘટથી ઘસડાવું શું ?
તત્ત્વ જિહાં તલભાર જડે નહીં, તે પથમાં અથડાવું શું ? ૪
સરખા સમજે ગોળ ખોળ એ, મૂરખ સાથે મળવું શું ?
સંતશિષ્ય કહે નગુરા નરથી, હેત ધરીને હળવું શું ? ૫

---

અજાણ્યાને કેમ ઉગરવુંરે, તારૂ વિના ક્યાંથી તરવું ?
વૈદું કરાવ્યું વૈદ્ય જાણિને, ઓષડ ખાધું અપાર;
ઓષડથી આરોગ્યતા નાવે, રોગ ઘટે ન લગાર. અજાણ્યા. ૧
વિશ્વાસે વિનાસ કરાવે, ખાએ અજાણ્યો માર;
ભોમીઓ મારગ જ્યારે ભુલાવે, પંથ પામે કિમ પાર. અજાણ્યા. ૨
પાર જાવાને પકડી બેઠા, વહાણે ધરી વિશ્વાસ;
દરીઆ મધ્યે ડુબવી મારે, પૂરો રચીને પાસ. અજાણ્યા. ૩
ગલથુથીમાં જનની જ્યારે, ઝાલીને આપે ઝેર;
ઉગરવું કિહાં એ બાળકને, કરી દે કાળો કેર. અજાણ્યા. ૪
ઠંડક ઊપર દેખી ઠગાયા, વૈરાગીના વેશ;
વિષમ બુદ્ધિવંત બનાવ્યા, આપી ઊંધો ઉપદેશ. અજાણ્યા. ૫
ત્રિવિધેત્રિવિધે પાપ સમાવા, પામવા ભવનો પાર;
સંત સમા જોઇ શરણું લીધું, ખૂબજ થયા ખુવાર. અજાણ્યા. ૬
તાળાં ઘટનાં તોડવા માટે, ઉખેડવા અજ્ઞાન;
ગુરૂ બિચારે ગોત્યા ત્યારેં, ગાંઠનું ખોયું જ્ઞાન. અજાણ્યા. ૭

છુટયા વિના કેમ છોડાવે, બોધ શું દે બગડેલ;
સન્માર્ગે તે કદિય ન સંચરે, જે હોયે વંઠેલ. અજાણ્યા. ૮
સંતશિષ્ય કહે સમજણ વિના, સુધરી કેમ શકાય ?
ભુંડી બુદ્ધિવાળા ભેખ મળે ત્યાં, ઉગરવાનો શો ઉપાય ? ! અજાણ્યા. ૯

---

લાહ્ય ધરોધર લાગી, મારા સંતો, લાહ્ય ધરોધર લાગીજી.
ઇંધિણ વધીઆં અવગુણરૂપી, ગુણની ધટી પ્રહાકી;
આશા તૃષ્ણા આગ વધી બહુ, મરણ લહે મુખ માગી. મારા સંતો. ૧
સાર સાર જે સાધનવાળા, દુરબળ થયા દુરાગીજી;
સમજુ ને અણસમજુ બળીઆ, સુખથી બળે સરાગીજી. મારા સંતો. ૨
જોગી ભોગી જલતા દીઠા, જોયું ઘટમાં જાગીજી;
સરવ દેશમાં સરખી લાગી, ભયેં જવું કિહાં ભાગીજી. મારા સંતો. ૩
વૈર ઝેરની ઝાળ નીકળી, વિમુખ થયા વૈરાગીજી;
પ્રપંચરૂપી પવને તપીઆ, તપસી ને બહુ ત્યાગીજી. મારા સંતો. ૪
ઇર્ષ્યારૂપી ધુમ્રગોટમાં, અગણિત થયા અભાગીજી;
હાયવૉયની હોળી હરદમ, દુખકર દિલમાં લાગીજી. મારા સંતો. ૫
રાગ દ્વેષની છૂટી રમતો, ગેબી ગોળીઓ વાગી;
સંતશિષ્ય કોઇ મુનિવર સાચા, દીએ ભીડને ભાંગીજી. મારા સંતો. ૬

---

જ્યાં લગી આતમ નિજ સ્વરૂપ સમજ્યો નથી, ત્યાં લગી ધાણીના બળદ જેવું;
ધાણીના બળદનો પંથ ઘટતો નથી, સાધન ત્યાં લગી સરવ તેવું. ૧
શું થયું મસ્તકે મુંડ કરવા થકી, શું થયું મુહપતિ મુખ સ્વિકારે;
શું થયું શાસ્ત્રના શ્રવણ કરવા થકી, શું થયું સંતનો વેશ ધારે. ૨
શું થયું ધન ધરા ધામને છોડવે, શું થયું ઘરઘરે ભીખ માગે;
અઠ્ઠમ છઠ્ઠ આંબિલ કર્યે શું થયું, શું થયું તનતણું સૌખ્ય ત્યાગે. ૩
શું થયું માત્ર પૃથવીપરે પોઢવે, શું થયું સ્નાન શણગાર તજવે;
શું થયું ટાઢ તડકા અતી ભોગવે, ભાન વિણ ભગત થઇ ભક્તિ ભજવે. ૪

શું થયું વસ્ત્ર ધોળાં જ ધારણ કરે, શું થયું પગરખાં પગ ન ઘાલે;
શું થયું રજહરણે પુંજી પગ મૂકવે, શું થયું ચતુરની ચાલ ચાલે. ૫
માસ પર માસ ઉપવાસથી શું થયું, શું થયું સરવ સંસાર છોડે;
મુંછ મસ્તકતણા લોચથી શું થયું, શું થયું પરતણાં માન મોડે. ૬
વિદ્વત્તા કાજ વ્યાકરણ ભણ્યે શું થયું, શું થયું વડીવડી વાત કરવે;
શાસ્ત્રના સરવ અભ્યાસથી શું થયું, શું થયું સંતનો ડોળ ધરવે. ૭
ભ પકેથી ભાષણો ભાખવે શું થયું, શું થયું ઉપરથી ટેવ ટાળે;
ભવિક ભદ્રિક ભમાવવે શું થયું, શું થયું પરતણાં મન પલાળે. ૮
શું થયું લિપિતણો લક્ષ લીધા થકી, શું થયું આબરૂ ઇજત જામે;
શું થયું રંગ ને રાગ જાણ્યા થકી, શું થયું સરવ થળ માન પામે. ૯
શું થયું તીર્થે જઇ સ્નાન કરવા થકી, શું થયું વેદનાં વાક્ય બોલે;
ઠાઠથી પાઠ પૂજન કર્યે શું થયું, શું થયું ભાન વિણ ભભુત ચોળે. ૧૦
કંઠી ને તિલક તશબી કંઠી થકી શું થયું, શું થયું ધ્યાન અહંકાર ધરવે;
વાસના વસી રહી તો પછી શું થયું, ફકીર થઇ જગતનું ચક્ર ફરવે. ૧૧
વન વિષે વાસ વસવા થકી શું થયું, શું થયું સરવના ગુરૂ થપાવે;
વાદવિવાદ ચરચા કર્યે શું થયું, શું થયું મહા ઋદ્ધિ સુપદ પાવે. ૧૨
સુમતી વિણ સામાયક કર્યે શું થયું, શું થયું નિત્ય પ્રતિક્રમણ કીધે;
જાણીઆ નહી જગદીશ તો શું થયું, નિત નિત પ્રભુતણું નામ લીધે. ૧૩
ઉપરના સરવ આચાર જે વરણવ્યા, સરવ ઉત્તમ ખરા જો તપાસે;
સમ્યશ્રેણી થકી સરવ અમૃત સમાં, વિષમશ્રેણી થકી વિષજ થાશે. ૧૪
સ્વરૂપ નિજ સમજશે સરલ અંતર થશે, રાગ ને દ્વેષનો રંગ જાશે;
સંતનો શિષ્ય તે સકલ કારજ કરી, પરમઆનંદનું સ્થાન પાશે. ૧૫

---

અમરતનું ભોજન કરી અળગું, વિષ મળેલું ખાવું શું ?
જેનું મન જુઠાથી જડીઉં, તેની સાથે જાવું શું. ? ૧
જ્ઞાનરૂપગંગા કરી અળગી, અવર નદીમાં નાહવું શું ?
પરમેશ્વરનાં રસિક પદો વિણુ, અવરતણું ગીત ગાવું શું. ? ૨

મળ્યો જનમ આ માનવનો તો, મૂઢ પણે મરડાવું શું ?.
સદ્ગુરૂ વચનામૃતરસ છોડી, ખાળવિશે ખરડાવું શું. ? ૩
સાર નહી લવલેશ યાર ત્યાં, ભ્રમિત થઇ ભરમાવું શું ?
પાઠ ભજવવો દાડ થકી તો, શાણા થઇ શરમાવું શું. ? ૪
શીત તજી તરૂવરની છાયા, તડકામાંહિં તપાવું શું ?
દયાધરમને તજી ખલકમાં, ખોટું દ્રવ્ય કમાવું શું ? ૫
સરળ પંથ છોડીને અવળા, પંથવિષે અથડાવું શું ?
સુખનાં સાધન સરવ મળ્યા પછી, અજાણ થઈ અકડાવું શું ? ૬
પ્રબળ બની પરતંત્ર પાપના, પાસવિષે પકડાવું શું ?
સંતશિષ્ય કહે સાર વગરના, સોદામાં સપડાવું શું ? ૭

---

ગળ્યું ન અંતર ગાવાથી તો, ગળાસવાદે ગાવું શું ?
ઓષધની કીમત નવિ જાણે, તેને ઓષધ પાવું શું ? ૧
ફોકટ ફરે ફજેત હેતથી, તેને માલ બતાવું શું ?
વરે ન જિહાં વૈપાર વિષે ત્યાં, ગાંઠનો વખત ગમાવું શું ? ૨
ખરી ક્ષુધા અંતરમાં નહીં તો, ખ્યાલ કરી ખવરાવું શું ?
વિણસે કણ વાવેલા એવા, ઉખર સ્થળમાં વાવું શું ? ૩
સદઉપદેશથી નવિ સુધર્યો તો, શંખ કને સંભળાવું શું ?
સમજુ સમજ્યા હશે અવરને, સંતશિષ્ય સમજાવું શું ? ૪

---

તજ અંતરની અવળાઇ, સુધરે થઇ કરી સવળાઇ.
નથી પકડતું કોઇ પરાણે, કેમ રહ્યો પકડાઇ;
જાણુ છતાં આ જગતજાળમાં, કેમ રહ્યો જકડાઇ. તજ૦ ૧
ઘૂવડ સમ થઇ અંધ પ્રદેશી, ઘરમાં રહ્યો ઘલાઇ;
અતિ સુંદર થઇ અવર છતાં શું, જઘડે રહ્યો ઝળાઇ. તજ૦ ૨
ભ્રમિતપણાથી ભવઅટવીમાં, ભજવી બહુ ભવાઇ;
દેખ જ્ઞાન દરશકથી દિલમાં, પ્રબળ જાળ પથરાઇ. તજ૦ ૩

જીવન જય કરવા જુગતીથી, જુદી પાજ જડાઇ;
ખોટો ખ્યાલ ખશેડ હવેશું, ભેખડ રહ્યા ભરાઇ. તજ૦ ૪
તજી જરૂરી કામ મફતનું, મતિ વિણ ગયો મરાઇ;
સંતશિષ્ય થઇ સરલ સ્વભાવી, ભૂલ સુધાર તું ભાઇ તજ૦ ૫

---

દેખી રૂપે નવી રાચીએં, તેના ગુણની તે કરીએ તપાસ;
દેખાવે નવી ડૂબીએં, તેનો સમજીને કરીએ સંગ, લગાડીએ રંગ. દેખાવે
પુંજી પુંજી પગલાં ભરેરે, બોલે મધુરા બોલ;
છળકપટ કરી છેતરે તેનો, તત્વથી કરીએ તોલ. દેખાવે૦ ૧
કાળા ધોળા ને કાબરારે, વેષથી નથીરે વિશેષ;
અંતર નથી જેનાં ઉજળાં, તેની લાલચ કરીએં ન લેશ. દેખાવે૦ ૨
શાંતિ નથી જેના શ્વાસમાંરે, શુદ્ધ પ્રેમ નથી જેની પાસ;
કોમળ નથી જેનું કાળજું, ત્યાંથી વેગળો કરીએ તેનો વાસ. દેખાવે૦ ૩
નિર્મળતા નથી નયનમાંરે, વિમળ નથી રૂડાં વેણ;
પરમારથ નથી જેના પિંડમાં, કદી સુણીએં નહી તેનાં કે'ણ. દેખાવે૦ ૪
આપે અમૃત કહી કહી પણરે, વાપરે જે નિત્ય વિષ;
એવા માયાવીના મુખમાં, સુખકરનારી ન હોએ શીખ. દેખાવે૦ ૫
વાડો પોતાનો વધારવારે, ફસાવીએ રચી ફંદ;
પડદો પાથરે પ્રપંચનોરે, તેમાં સમજે કયાંથી મતિમંદ. દેખાવે૦ ૬
ભુલવણીએં ભમાવીનેરે, પાડે ભોળાને પાસ;
જિંદગી નાખે જોખમેંરે, એની બચવા તણી નહી આશ. દેખાવે૦ ૭
સાધુ સંન્યાસી શ્રાવક થયારે, અજ્ઞાને વાર અનંત;
મનનો મેલ મિટયો નહી એથી, આવ્યો નહીં ભવ-અંત. દેખાવે૦ ૮
સંતશિષ્ય સમદ્રષ્ટીએંરે, વિચારી કરજો વિશ્વાસ;
પતંગ પેઠે પડીએ નહીરે જેથી, આગળ ન થૈયે ઉદાસ. દેખાવે૦ ૯

---

નિશિદિન રટન કરત મુખ–રામ, રામ નામ મુખસેં નિત બોલત;
કરત ન ઇણુ વિધ કામ. નિશિદિન રટન કરત મુખ–રામ. નિશિ૦ ૧
માલા તિલક ધરત કર કંઠે, નાંય કો ધરત નામ;
દીન જનોપર દગલ જમાકેં, હક તજ કરત હરામ. નિશિ૦ ૨
ભેદ ન પાયો ભગવા ધરકેં, ભટકત ઠામ કુઠામ;
સંતશિષ્ય કહે શુદ્ધ અંતર બિન, પાવૈ કાંસે વર ધામ. નિશિ૦ ૩

---

મહા મસ્તાન છે માયા, ડુબ્યા એમાં બહુ ડાહ્યા;
મહાજન એ વિષે મોહ્યા, પછીથી રાંક સમ રોયા. ૧
જગત છોડી થયા જોગી, ભુલાવીને કર્યા ભોગી;
લગન માયા વિષે લાગી, કદી જોયું નહીં જાગી. ૨
ભલા વૈરાગ્યને ભાખે, છતાં મન મોહમાં રાખે;
દયામય વાતને દાખે, જીવનને જોખમે નાખે. ૩
ખલકમાં બહુ થયા ખોટા, પડયા ત્યાગીતણા ત્રોટા;
ગુરૂ થઈ વાળવા ગોટા, મહીપર આ જુલમ મોટા. ૪
છતાં વર સાધનો છોડી, મતી જંજાળમાં જોડી;
નીતિના તંતુઓ ત્રોડી, ડુબાવી હાથથી હોડી. ૫
જરૂરની વાત નવિ જાણી, ગયા બહુ તંતથી ત્રાણી;
વદે સંતશિષ્ય આ વાણી, પ્રમાદી થઇ પડયા પ્રાણી. ૬

---

સમદષ્ટીથી સરખું લાગે, વિષમપણાથી વિષમ વરતાય;
જેવી દષ્ટી તેવું દરેક દેખાય. (આંકણી)
પ્રીતિ અવગુણ એક ન પેખે, લાયકતા દ્વેષે નવ લેખે;
દ્રષ્ટી આકારે સદાય દેખે, મરજી પ્રમાણે મનાય. જેવી. ૧
જેવો રંગ નજરમાં આણે, પેખાએ વસ્તુ તેજ પ્રમાણે;
જગત સરવે એમજ જાણે, એવા ઘટમાં ઘાટ ઘડાય. જેવી. ૨

સામાને જુઠું સમજાવે, ખોટું સાચામાંહે ખપાવે;
ડા'પણને એ દ્રષ્ટી દબાવે, બુદ્ધી પણ એથી બદલાય. જેવી. ૩
પવિત્રને અપવિત્ર ગણાવે, અપવિત્રોને પવિત્ર જણાવે;
અવળું સવળું કરી અથડાવે, સમજાવ્યે ન કદી સમજાય. જેવી. ૪
જોવે દ્રષ્ટી કરીને જેવી, રચના સઘળી લાગે તેવી;
લક્ષે વાત બરાબર લેવી, સંતશિષ્ય કહે તો સુખ થાય. જેવી. ૫

---

## ( મોક્ષના બજારા વિષે ધમાલ. )

આવો ભક્તજન આવો, જુઠમાં સિદ જકડાવો; (આંકણી.)
મુક્તીતણો મારગ અમ પાસે, જુદે સ્થળ સિદ જાવો;
અવર બધા છોડીને અહિંયાં, આવો કાં અકળાવો;
સાચે નવ શરમાવો. આવો. ૧
તન મન ધન અરપણ કરી અમને, ભગતી ખેલ ભજાવો;
સાંસારિક સુખ સ્વપન ગણીને, ધ્યાન ધરમનું ધ્યાવો;
અન્ય ન ચિતમાં લાવો. આવો. ૨
કંઠે બાંધો કંઠી અમારી, આ મંદિર નિત આવો;
ભક્ત થઇને ભજન કરો તમે, ભુલ્યે સિદ ભરમાવો;
કાં ધન માલ ધુખાવો. આવો. ૩
મતલબીઆ એ સરવ મતો છે, ખોટ શું કારણ ખાવો;
રખડાવી દેશે કોઇ રાગે, પછી થાશે પસ્તાવો;
માટે મન્ન લગાવો. આવો. ૪
એક કહે તમે આ પ્રભુજીની, પૂજા પાઠ ભણાવો;
ખોટામાંહે ખુવાર બનીને, કાં દુખ નીચે દબાવો;
મન અમ સાથે મિલાવો. આવો. ૫
જુનો પંથ અમારો જાણી, મનને આમાં મનાવો;
શિષ્ય બનો તમે સ્નેહપણાથી, ગુરૂસમજી ગુણ ગાવો;
સુંગલ સત્ય બજાવો. આવો. ૬

દરશન તો દશ વાર કરીને, ભારે ભોગ ધરાવો;
કિરતન કરીએ કાનજી કેરાં, રાસમંડળ રચાવો;
સંકટ બધાનાં સમાવો. આવો. ૭
એક કહે તીરથ કરી તનને, નિરમળ જળે નવરાવો;
કરી કરીને કાળ નકામો, ગુણીઅલ થઇ કાં ગુમાવો;
સિદ્ધિ ક્યમ ન મિલાવો. આવો. ૮
એક કહે નાહવું નવ ધોવું, અન્ય કહે નિત નાહવો;
એક કહે નિત ગાવું બજાવું, મોટી ધુન્ય મચાવો;
લાયક થઇ કાં લજાવો. આવો. ૯
કોઇ કહે કિરીઆ ખૂબ કરવી, ભક્તી કહે કોઇ ભાવો;
કોઇ કહે તપથીજ તરાએ, તનને ખૂબ તપાવો;
ખમી દુખ કરમ ખપાવો. આવો. ૧૦
એક કહે પરલોક નથી નકી, આનંદ નિત્ય ઉડાવો;
ખાલી સિદ ખુવાર બનીને, પાસમાંહે પકડાવો;
મોજ કરો ન મરાઓ. આવો. ૧૧
એમ અનેક સ્થળે અવનીમાં, જુદા જણાય જમાવો;
આપ આપની તાણે એવા, તંતમાં નહિં તણાઓ;
અહિં તહિં નહીં અથડાઓ. આવો. ૧૨
રાગદષ્ટિથી અંધ બનીને, કૂપમાં ના ઝિંપલાવો;
સમદષ્ટી વિણ સર્વ નકામાં, મન વૈરાગ્ય વસાવો;
પ્રથમ વિનય-બીજ વાવો. આવો. ૧૩
જ્ઞાનવિના જગડાની જાળે, ફોકટ નહિ ફસાઓ;
સંતશિષ્ય સદ્દવિદ્યા પ્રગટિએં, ભાઇ નથી એ ભુલાવો;
દવાએ દરદનો દુખાવો. આવો. ૧૪

---

દુનીઆમાં બધા ડાહ્યારે, મને તો આવડે છે બધુંરે;
કાચબા કાચબી દએ ભજનમાં, દનીઆંમાં સરવે ડાહ્યારે. આંકણી. ૧

ક્રમ૮૨૩



આગળ અકલને ધરનાર, કથની મોટી મોટી કરનાર;
પણ તે પ્રમાણે ન વહેનાર, શું જડે એથી સાર. દુનીઆં. ૨
અકલમાં નહીં કોઇ અધૂરા, લાયક સરવે લોક;
પઇશામાંહે કોઇ ન પૂરા, સઘળાને એ શોક;
પાડે પઇસાની સૌ પોક. દુનીઆં. ૩
આવડે બધું અમને એવું, મનમાં સહુને માન;
બોળી મારી શોધી બુદ્ધિ, સહુને એ સૈતાન;
ગુણ વિના ગુલતાન. દુનીઆં. ૪
મૂરખના પણ મનમાં એવું, મારીએ અમે મોજ;
ભણ્યા તે ઘણા ભીખ માગે છે, રડે રોગી થઇ રોજ;
ખોળી કરજો તેની ખોજ. દુનીઆં. ૫
બુદ્ધિવાળા બોલક ડાહ્યા, સમજુ અમે સુજાણ;
અંતરમાંહે સરવે સમજે, અમથી સહુ અજાણ;
ખરા ડા'પણ કેરી ખાણ. દુનીઆં. ૬
ફેરવી મારી વાત ફરે નહીં, સાચી વાત સદાય;
સંતશિષ્ય કહે સમજુ એવા, ગુણ પોતાના ગાય;
તેથી સુખ નવ થાય. દુનીઆં. ૭

---

( દુહા. )

સરખું સમ-દ્રષ્ટી થકી, વિષમે વિષમ વરતાય;
દ્રષ્ટી કેરા દોષથી, સાચે જુઠ જણાય. ૧

( ચોપાઇ. )

પ્રેમે અવગુણ નવિ પેખાય, દ્વેષે લાયકતા ન લખાય;
જેવી દ્રષ્ટી તેવું દેખાય, મરજી પ્રમાણે સત્ય મનાય. ૨
દ્રષ્ટી ડા'પણ માત્ર દબાવે, અનીતિ નીતિમય નિરખાવે;
ભણતરમાં તે ભૂત ભરાવે, મિત્ર દુશ્મન સમજી મરાવે. ૩

ખોળ ને ખાંડ ગણી ખવરાવે, વિષને અમૃત ગણી પિવરાવે;
સાચું જુઠ ભર્યું સમજાવે, ખોટું સાચ હિસાબે ખપાવે. ૪
જોવે દ્રષ્ટી કરીને જેવી, અવની એહને ભાસે એવી;
લક્ષે વાત બરાબર લેવી, જુઠ ભાસે તો પાછી દેવી. ૫
સવળું અવળું ગણી અથડાવે, પાપપુંજમાં પુન્ય બતાવે;
તારે દ્રષ્ટી દ્રષ્ટી ડુબાવે, સંતશિષ્ય આ એમ જણાવે. ૬

---

ગણીઓ ગ્રંથ અનેક, ભણીઓ પણ ભણતર ઘણું;
વિસરિ ગયો વિવેક, મે'નત બધી માથે પડી. ૧
સારો સમજી સુત, પૈસો ખરચી પઢાવીઓ;
કરમે જાગ્યો કપૂત, મે'નત. ૨
સમજાવી સહુ સાર, વિદ્યા સંગ વરાવીઓ;
ઉપજયો કુળ–અંગાર, મે'નત. ૩
વાંચ્યા ચારે વેદ, કંઠે કીધા કોડથી;
ભણ્યો ન તેના ભેદ, મે'નત. ૪
અંતરમાં ધરી આશ, તપથી શરીર તપાવીઉં;
કુંચી તણી કચાસ, મે'નત. ૫
સમજીને સતસંગ, વશીઆ તેના વાસમાં;
પડયો ભજનમાં ભંગ, મે'નત. ૬
તારી કરશે તીર, સમજીને શરણે ગયા;
નાંખ્યા ઊંડે નીર, મે'નત. ૭
આપ્યો બહુ ઉપદેશ, પાત્ર સમજીને પ્રેમથી;
લાગ્યો નહીં લવલેશ, મે'નત. ૮
ઉત્તમ નર અવતાર, ઉત્તમ બનવા આવીઓ;
ખોટે થયો ખુવાર, મે'નત. ૯

---

## ( શ્રીયુત બુદ્ધિસાગર સૂરિજી કૃત. )

મમતામાંહે દુનીઆં ખુંચી, મત પોતાનો તાણે છે;
મનમાન્યું તે સાચું બાકી,-જુઠું મનમાં આણે છે. ૧
નિરપક્ષી દુનિઆમાં વિરલા, પક્ષાપક્ષી મચી રહી;
સહુ પોતાનો પક્ષજ તાણે, હઠ કદાગ્રહ ગહગહી. ૨
દેશ કુળ જાતિની મમતા, જ્ઞાતિની મમતા મોટી;
બળ તપ રૂપ અને ધન કેરી, મમતાની માયા ખોટી. ૩
મમતાથી સમતા નહી પ્રગટે, મમતા દુઃખ વધારે છે;
મમતાથી સાચું નહીં સૂઝે, સમજુ સત્ય વિચારે છે. ૪
ભવનું કારણ મમતા મોટી, મમતા ભવદુઃખની ઘાણી;
મમતા હેતુ દુશ્મન બહુ છે, મમતા જનમમરણ ખાણી. ૫
મમતા મોહઅરિની બેટી, મહા ડાકીણી દુઃખકારી;
મમતાનું અંધારૂં મોટું, સમજો મનમાં નરનારી. ૬
આધિ ઉપાધિ વ્યાધિ મમતા, પુત્ર પુત્રી જનની બાપા;
તનમાં મમતા ધનમાં મમતા, મમતાનાં જ્યાં ત્યાં છાપા. ૭
કુગુરૂ કુધર્મ કુદેવ મમતા, વંશપરંપરાની મમતા;
મમતામાં બુડેલી દુનીયાં, મમતાને ત્યાગે સમતા. ૮
યુદ્ધ ભયંકર મમતા જોગે, મમતાનો મોટો દરીઓ;
એમાં સર્વે ડૂબ્યા પણ કોઇ, એમાંથી નવ ઉગરિયો. ૯
આશાતૃષ્ણા મમતા ત્યાગી, સમતાથી સંતો જાગે;
બુદ્ધિસાગર જ્ઞાન-દિવાકર, પ્રગટે મનહું વૈરાગે. ૧૧

---

ઇચ્છો સહુનું સારૂંરે, કરૂણાના કરનારા;
સારૂં છે સહુને પ્યારૂંરે, દયા દિલ ધરનારા. ઇચ્છો.
કર્માધીન દોષી છે દુનીઆં, ખેલે માયા-ખેલ;
મોહમદિરા દોષે બુરા, દોષ ન જુએ સમજેલ;
દોષીના દોષ ટાળોરે સકલ જીવ દિલ પ્યારા. ઇચ્છો. ૧

કોઇ ન શત્રુ જીવો જાણો, નિમિત્ત કારણ હોય;
દુઃખ સુખ કારણ કરમ ખરૂં છે, જ્ઞાન થકી અવલોય;
દોષી દ્રષ્ટી ટાળોરે સત્યને સમજનારા. ઇચ્છો. ૨
જેવું દિલમાં તેવું પામો, ગુણ અવગુણની દ્રષ્ટિ;
દોષદ્રષ્ટિથી દોષી થાશો, ગુણદ્રષ્ટી ગુણસૃષ્ટિ;
માતાની દ્રષ્ટિ રાખોરે ભવોદધિ તરનારા. ઇચ્છો. ૩
દોષીના દોષોની સામે, કદી ન દેખો ભવ્ય;
પરગુણ પરમાણુ પર્વતસમ, ગણજો એ કર્તવ્ય;
ધન્ય તેહ ડાહ્યારે નિંદા થકી ડરનારા. ઇચ્છો. ૪
ભાવ કરૂણાજલથી આતમ, કરજો નિરમલ દિલ;
પરનું સારૂં મનમાં પ્યારૂં, એ ઉત્તમજન શીલ;
બુદ્ધિસાગર ભાવેરે પરમ સુખ વરનારા. ઇચ્છો. ૫

---

ધરમભેદમાં ખેદ ઘણો છે વિના વિચારીરે,
ધરમભેદમાં ધસી પડયા કેઇ કર્મ વધારે,
દયા ધરમથી દૂર રહીને પક્ષજ તાણે,
અનેકાંતનય વસ્તુ વિચારે સત્યજ જાણે,
મારૂં તારૂં કરી ઘણાજન ક્લેશ કજીઆ બહુ કરે,
કુયુક્તીથી નિજપક્ષ તાણી હઠ કદાગ્રહ મન ધરે. ૧
સત્તા તર્કની શક્તિ વિશેષે પક્ષ સબળ છે,
સત્તા તર્કની શક્તિ અભાવે પક્ષ અબળ છે,
ઉદય જેહનો તે જન ફાવે પક્ષ વધારે,
જળતરંગો પેઠે કોઇ ન કાર્ય સુધારે,
જન્મ્યા ત્યારે કંઇ નહી ને ભણ્યા ગણ્યાથી મત પડયા,
જ્ઞાનનો નહી દોષ તેમાં તે મોહ જોગે લડથડયા. ૨
જે જે પાસે જઇ પુછો તે કહે નિજ સાચું,
બાકીનું સહુ જુઠ બતાવે છે બહુ કાચું.

આપ આપનો પક્ષ વધારે મતરંગાંણા,
    તર્કશક્તિઅનુસાર કરે છે તાણુંતાણા,
હઠ કદાગ્રહ પોષવાને અન્ય દોષો ઊચરે,
    ભાષાનો બહુ ડોળ રાખે કોઇક સાચું અનુસરે. ૩
બાહ્યક્રિયાના જન અનેકો નજર પડે છે,
    કરીને તાણુંતાણુ અન્યને બહુ કનડે છે,
સાધન જોગો બાધક રૂપે કરતા પ્રાણી,
    આત્મ ધર્મની વાત હૃદયમાં લેશ ન આણી,
હેય વાતો આદરેછે ઉપાદેયને ત્યાગતા,
    અનુભવામૃત પરિહરીને મોહભીક્ષા માગતા. ૪
એક એકનો પક્ષ ઉથાપે મનમાં માચે,
    ધામધુમમાં ધસી પડીને મન બહુ નાચે,
અનેકાંતનયપક્ષ વિચાર્યા આ વિણ સહુ ભૂલ્યા,
    સમતા રાખ્યા વિના જગતમાં સહુ જન રૂલ્યા,
સાપેક્ષદ્રષ્ટિ મન રહે તો પક્ષપાત હણાય છે,
    બુદ્ધિસાગર નય અપેક્ષા સમજુને સમજાય છે. ૫

---

અજ્ઞાની અથડાણારે, સત્ય નવિ સમજી શકે;
    પોતાની હઠ પકડીરે, મનમાને તેવું બકે. અજ્ઞાની. ૧
સત્ય ન શોધ્યું અંતર નયણે, જડમાં માને ધર્મ;
    ધર્મમર્મનો ખ્યાલ કરે નહીં, બાંધે ઉલટાં કર્મ;
અંધારૂં અજવાળેરે કહો કેમ ટકી શકે ? અજ્ઞાની. ૨
    જાનડીઆ જેમ વર વિના તેમ, જ્ઞાની વિના ગ્રંથ;
નાક વિના જિમ મુખ ન શોભે, અનુભવી વિણુ તેમ પંથ,
    છીપ રૂપા જેવીરે આગેથી જોતાં ચકચકે. અજ્ઞાની. ૩
આપમતિ ત્યાં યુક્તિ ખેંચી, મતની તાણાતાણુ;

કરતાં કર્મ વધારે લોકો, સાત નયોના અજાણ;
જ્ઞાનીની આગળ આવીરે કહો કેમ કરી ટકે. અજ્ઞાની. ૪
ભુલ્યો કે'તાં ભુલ ન ભાંગે, પ્રગટે જો ઘટ જ્ઞાન;
ત્યારે ભ્રમણા ભ્રાંતી ભાગે, આવે આતમસાન;
બુદ્ધિસાગર બોધેરે અંતર સુરજ ઝગમગે. અજ્ઞાની. ૫

---

સદા સુખકારી પ્યારીરે, સમતા ગુણ ભંડાર;
જ્ઞાનદશા ફલ જાણિએરે, તપ જપ લેખે માન;
સમતા વિણ સાધુપણુંરે, કાશકુસમ ઉપમાન. સદા. ૧
વેદ પઢો આગમ પઢોરે, ગીતા પઢો કુરાન;
સમતા વિણ શોભે નહીરે, સમજો ચતુરસુજાણ. સદા. ૨
નિશ્ચય સાધન આત્મનુંરે, સમતા જોગ વખાણ;
અધ્યાતમ જોગી થવારે, સમતા પ્રસસ્ય પ્રમાણ. સદા. ૩
સમતા વિણ સ્થિરતા નહીરે, સ્થિરતા લીનતા કાજ;
સમતા દુખહરણી સદારે, સમતા ગુણ-શિરતાજ. સદા. ૪
પરપરણતિ ત્યાગી મુનિને, સમતામાં લયલીન;
નરપતિ સુરપતિ સાહેબારે, તસ આગળ છે દીન. સદા. ૫
રાચી નિજપદ ધ્યાનથીરે, સેવો સમતા સાર;
બુદ્ધિસાગર પીજીએંરે, સમતામૃત ગુણકાર. સદા. ૬

---

દ્દષ્ટિરાગે મુંઝયારે જગતજન દેખાતા,
પોતાનો મત તાણેરે મનમાંહિ બહુ માતા;
દ્દષ્ટિરાગેં ભુલ્યા ભારે, ખરે દિવસ અંધાર;
અંધારે અથડાતા જ્યાં ત્યાં, લાખચોરાશી મઝાર;
મોહથી હઠીલારે ઝટ દુરગતિ જાતા. દષ્ટી. ૧
અંધાધુંધી દ્રષ્ટિરાગેં, મકરટેકની ચાલ;

પકડયું પોતે તે છે સાચું, બાકી મિથ્યા જાળ;
    માને એમ જૂઠુંરે વળી મન હરખાતા. દષ્ટી૦ ૨
કામરાગ ને સ્નેહરાગનો, હોવે જલદી નાશ;
    દષ્ટિરાગ તજવો દુષ્કર જગ, તેના અવળા પાશ;
જાણે પણ નહી માનેરે મિથ્યા મદમાંહે માતા. દષ્ટી૦ ૩
    દષ્ટિરાગથી સત્ય ન જડશે, ભૂલાશે નિજ ધર્મ;
દષ્ટિરાગમાં ઘેરાયેલા, બાંધે ઉલટાં કર્મ;
    વસ્તુના સ્વભાવેરે ધરમને નહી પાતા. દષ્ટી૦ ૪
દષ્ટિરાગથી જે મુકાયા, ધન્ય તેનો અવતાર;
    સત્ય વિવેકે સાચું પરખે, સંતો પામે સાર;
બુદ્ધિસાગર બાવેરે જ્ઞાનીજન પરખાતા. દષ્ટી૦ ૫

---

ગાડરીઆ પ્રવાહેરે લોક અરે ચાલે છે:
    પોતાની મતિ તાણીરે મનમાંહિ મ્હાલે છે.
સાર અસાર ન જાણે કાંઇ, કરે ન તત્વ-વિચાર;
    અંધાને દોર્યો અંધે જેમ, ચાલે જગમાં ગમાર;
ધામ ધુમે મોબારે ધરમપંથ ખાળે છે. ગા. ૧
    બાષાજ્ઞાને ભરમાતા કેઈ, રાખે પંડિત-ડોળ;
ગંભીર જિનવચન નહીં જાણે, ચલવે મોટી પોલ;
    સામાસામી નિંદેરે દ્વેષે દિલ બાળે છે. ગા. ૨
અનુભવ વિણુ અંધાનું ટોળું, ચલવે છે પાખંડ;
    મૂર્ખજનોની આગળ ફાવે, રાખે જૂઠ ઘમંડ;
દ્રષ્ટિરાગે ખૂંચીરે પામર સુખ હારે છે. ગા. ૩
    કપટી પાખંડ ચલવે ભારે, અજ્ઞજનો સપડાય;
કલિજુગમાં કપટીની પૂજા, જ્યાં ત્યાં નજરે જણાય;
    સંતો પ્રભાવ ઓછોરે કોઇક તો વિચારે છે. ગા. ૪
સંતસમાગમ કરશે જે જન, તે લેશે સુખ સાર;

બુદ્ધિસાગર ચિતમાં ચેતી, પોતાને તું તાર;
અનુભવજ્ઞાનેરે સત્ય પંથ ભાળે છે. ગા. ૫

---

સદાચાર સેવેરે મંગલપદ પાવે,
દોષ—વૃંદ નાસેરે પરમપદ સુખ થાવે.
ટીલાં ટપકાં છાપ લગાવો, ઘાલો કંઠે માળ;
નીતિના સદ્ગુણ ધાર્યા વિણ, ખાલી ગુમાવે કાળ;
મનની સારી ચાલેરે જીવ શિવપુર જાવે. સદા. ૧
મનની શુદ્ધિ આપે ઋદ્ધિ, મનની શુદ્ધિ સત્ય;
મનની શુદ્ધિ મુક્તિ આપે, મન-શુદ્ધિ શુભ કૃત્ય;
શુદ્ધ ચિત્ત ધારેરે સંવરપદ ઝટ આવે. સદા. ૨
મન સુધર્યાથી સરવે સુધરે, મન મરવાથી મુક્તિ;
આપોઆપ સરૂપે ખેલે, એ અંતરની યુક્તિ;
ખરાખરીની વાતોરે જ્ઞાનીઓના મન ભાવે. સદા. ૩
શુદ્ધચિત્તથી નિરમલ ભક્તિ, શુદ્ધ ચિત્તથી ધ્યાન;
બાહેર દ્રષ્ટી બાહેર શોધે, જેને નહી નિજ ભાન;
ખાંડ વેરાણી ધુળમાંરે કીડી પણ વીણી ખાવે. સદા. ૪
બાહેર આશા પરિહરીને, કરવું નિરમલ ચિત્ત;
અંતરનો અલખેલો સેવી, થાવું શુદ્ધ પવિત્ર;
બુદ્ધિસાગર પ્રેમેરે વસ્તુસ્વરૂપ ગાવે. સદા. ૫

---

કરોડો લાખોપતીરે કહો કેમ કરી તરે ?
લાલચની લલોપતિરે વ્હોરી ભવ ફેરા ફરે !
જુઠું બોલી જૂઠું તોલી, ચૂસે પરના પ્રાણ;
લક્ષમીથી મોટાઇ માને, થાશે નહીં કલ્યાણ;
લખમીથી મોટા ખોટારે મોહે નહીં ઠામ ઠરે. કરોડ. ૧

પત્થરપર પંકજ નવિ ઊગે, દિનકરથી અંધકાર;
લખમીના લોભે જેમ જાણો, ધરમ ન હોએ લગાર;
ધનવંતા ધતીંગેરે કદી નહી કાજ સરે. કરોડ. ૨.
લખમીદારોની હાજીમાં, પામર જીવ તણાય;
આશા તૃષ્ણાથી વાળ્યાં જન, ધનિકના ગુણ ગાય;
ઉપાધીમાં શાંતિરે કદી નહીં કોઇ વરે. કરોડ. ૩
લખમીદારો આગેવાનો, કરમપંથમાં હોય;
ધરમપંથમાં મુનિવર મોટા, આગેવાનો જોય;
કંઇક મોહી સાધુરે ધનિકને કરગરે. કરોડ. ૪
લખમીદારોની સ્નેહમાં જે, ભૂલે ચેતન ભાન;
લખમીવંત કહે તે સાચું, માને જિન અજ્ઞાન;
બુદ્ધિસાગર જ્ઞાનેરે કોઇક જીવ સત્ય વરે. કરોડ. ૫

---

સબ જન ધર્મ ધર્મ મુખ બોલે, અંતર પડદો ન ખોલેરે;
કોઇ ગંગા જમના ઝીલ્યા, કોઇ ભભૂતે ભૂલ્યા;
કોઇ જનોઇમાં જંખાણા, ફકીરી લઇ ફુલ્યા. સબ. ૧
ચાલત ચાલત દોડયો દોટે, પણ પાસે ને પાસે;
ટીલાં ટપકાં છાપ લગાવ્યે, શિવપુર કેમ પમાશે. સબ. ૨
મુંડમુંડાવે ગાડરીઓ જગ, કેશને ત્રોડે રંડી;
માળા મણકા બૈરી પહેરે, નિત ચારે પગદંડી. સબ. ૩
ધર્મ ન વરણે ધર્મ ન ચરણે, ધર્મ ન કરવત કાશી;
ધરમ ન જાતી ધરમ ન ભાતી, ધરમ ન જંગલવાસી. સબ. ૪
ગદ્ધા ખાખમાંહે આલોટે, તે પણ સાચા ખાખી;
નિરવસ્ત્રમાં પશુપંખી ફિરે છે, મમતા દિલમાં રાખી. સબ. ૫
જબતક અંતર તત્વ ન ખુલે, તબતક ભવમાં ઝૂલે;
બુદ્ધિસાગરઆતમધરમેં, ભ્રાંતીભ્રમણા ભૂલે. સબ. ૬

( —રવજી દેવરાજ કૃત— )

( સુબોધક સંબંધી. )

( શાર્દૂલ વિક્રીડિત છંદ.)

વરષો પુર્ણ થયાં નવે નવ નવા રંગે ભર્યા છે મને,
મારૂં નામ સમર્થ સાર્થક થવા વર્ત્યોજ પુર્ણશ્રમે;
મારા વાચકવૃંદનાં દિલ વિષે ઉદ્યોત રૂડો કરી,
નિશ્ચે ને વ્યવહારના ક્રમવડે સેવા ખરી આદરી. ૧
આજે આ જગમાં વધ્યાં કુમતછે એકાંત આવેશથી,
શિષ્યો ભિન્ન પડે ગુરૂક્રમથકી ખંડે ખરા નેમથી;
રોપાયા કલિબીજછે બહુતરે સન્નીતિ રીતી નથી,
હાહાહા વિકરાળ કાલ કલી આ શી તારી ભુંડી સ્થિતી. ૨
જૈનો જૈનપણું વિસારી કરીને વ્યર્થ પ્રલાપો વદે,
શ્રદ્ધાહીન બની કુકર્મ કરવા શ્રાદ્ધો ન પાછા પડે;
એ અજ્ઞાન નિવારવા મુજ—તણો સંપુર્ણ ઉદ્દેશ છે,
માટે નામ સમાન કામ કરવા અત્યંત ઉમંગછે. ૩
વિદ્વાનો મુજને સહાયક થઇ સારા વિચારો લખો,
વાંચો વાંચકવૃંદ નિત્ય વધતા સારાંશને પારખો;
પ્રેમે સજ્જનવર્ગ હસ્તકમલે ધારી મને ઓળખો,
જેથી પ્રીતિ પરંપરા દૃઢથતાં મીઠાં ફલોને ચખો. ૪
લાગે ઉગ્ર સ્વભાવ કોઇ જનને મારો કદિ ક્યાં સ્થલે,
ધારી શાંતિ તથાપિ તે સહી જવો એ માર્ગ છે ત્યાં કને;
દેખો આ જગમાં દિવાકર તપે તેથીજ વૃષ્ટિ પડે,
રૂડાં ધાન્ય ફળોજ તેથી નિપજે આરોગ્યતા સાંપડે. ૫

( માલિની છંદ. )

પરમ વિનય સાથે વીનવું વાંચકોને,
અરૂણુ તરૂણુ મારો શાંતિ આપો તમોને;
લઘુલઘુ કિરણોની જાલને વિસ્તરીને,

દશમઉદય મારો પૂર્ણ થાઓ ફરીને. ૧
સકળ વિમલ દેવો શાસને શાંતિ રાખો,
કલિમલદલશોષી સંપસંસાર થાપો,
વિજયસુજય થાઓ ન્યાયનો જગત માંહે;
કવિ રવિ શુભકાર્યોમાં પ્રવૃત્તો સદાએ. ૨

( હરીગીત છંદ. )

સજ્જન અમારા સાંભળો લઘુ સૂચના આ પ્રેમથી,
છે જૈન એ લઘુ શબ્દ પણ છે વ્યાપ્ત બો'લા અર્થથી;
જે જગતમાં છે રાગ દ્વેષ વિકાર ટાળી વર્તતા,
જિન શબ્દથી બોલાય તે સત્યાર્થમાંજ પ્રવર્ત્તતા. ૧
સર્વાંશ સત્ય જમાવવા સ્યાદ્વાદ માર્ગે જે રહે,
તેહજ ખરા જિન જાણવા ઇમ આપણાં શાસ્ત્રો કહે;
તે જિનતણા જે માનનારા જૈન તે જાણો સહી,
માટેજ જૈનપણું રહેછે સદા સત્યે નિશ્ચયી. ૨
કાલાનુસારે સત્યની જે શોધ થાયે છે ઇહાં,
હઠવાદ ખેંચાખેંચ ને વળિ મત મમત્વ નથી જિહાં;
તેથી રહે ન વિરૂદ્ધ જે તે ખરા જૈનજ જાણવા,
જે સત્ય ત્યાં છે પક્ષ જેનો સત્યના સાથી સદા. ૩
એ સત્યશોધક જૈન પૂર્વે પૂર્ણ ભાવ વિચારતા,
કાલાનુસારે સત્યશોધી શુદ્ધ નિયમો પાલતા;
તે રીતને દેખી તમે પણ લક્ષ તેવો રાખશો,
રવિ કહે તોજ ખરેખરા સત્યાર્થ ફળને ચાખશો. ૪

( ભુજંગી છંદ. )

સુણો સત્યના શોધકો વાત સારી, ખરૂં રૂપ આ જૈનનું ભાખું તારી;
હતું મૂળમાં જૈનનું રૂપ જેહ, ખરે કાલચક્રે ઉંધું વાળ્યું તેહ. ૧
દયા સાથ સત્યાર્થનો પક્ષકારી, હતો ધર્મ એ આ અહોને નિવારી;

વધ્યા ત્યાં અરે આ ગ્રહો આજ ઝાઝા, દયા દૂર નાશી ગયા સત્ય રાજા. ૨
વધ્યા ઢોંગ શોંગો કુડિલા અનેક, રહી સત્યની ના કશી પૂર્ણ ટેક;
બહુ દેખી અંધેર આ જૈનમાંહે, ખરે ખેદ થાએ બધો ચિત્તમાંહે. ૩
અહો સત્ય જ્યાં મુખ્ય ત્યાં આશું ડોલ, નહિ સત્ય હેઠે કશી હોય પોલ;
ખરે સાધુ સાકલ્પની શોધ સારી, લખી નૈગમોમાં વિચારીવિચારી. ૪
અરે એહવા શૂરવીરો ગયા ક્યાં, ખરી વાત જે બોલી આપે બધા ત્યાં;
રહી ના પરીક્ષા કશી આજ પ્રત્યે, વહે ગાડરી માર્ગમાં લોક નિત્યે. ૫
ડરંતા દિશેછે ગુરૂ શ્રાવકોથી, અરે જૈનની આ દશા કેમ બેઠી;
નથી કોઇ એકાંત જ્યાં સર્વ વાતે, કરે ત્યાંજ એકાંત મુંઝાય અંતે. ૬
ખરી શૈલિ સ્યાદ્વાદની સત્ય આપે, વૃથા વાદ એકાંત છે સર્વ માટે;
રવિ ટુંકમાં શીખવે એ પ્રમાણો, ખરૂં જે ઠરે તેહને જૈન જાણો. ૭

( માલિની છંદ. )

સકલ સુજન મ્હારી વીનતી ઉરજ ધારો, હૃદયમહિં સદાએ સત્ય સેવા સ્વિકારો;
અનીતિ કપટ દોષો કલેશનાં મૂળ ટાળો, ધરી સુ સરલભાવો સત્ય પંથે સિધારો. ૧
નિજમત અતિ સાચું એ દુરાવેશ ત્યાગો, ઇતરજનની વાર્તા તત્વ વૃત્તિએ વિચારો;
જગજન બહુ વર્તે સત્ય મૂકી કુચાલે, કરી સુજન પરીક્ષા શ્રેષ્ઠ માર્ગેથી ચાલે. ૨

( દ્રુતવિલંબિત છંદ. )

મતમમત્વ કદાપિ નહિ ધરો, સ્વમતની પણ શોધ સદા કરો;
કદિ અસત્ય જણાય સ્વવાતજો, તરત સત્ય ભણી વળતા જજો. ૧
વિમલ વાત વિચારી વિચારીને, પરમ સત્ય ધરો નિજ ધારિને;
હરઘડી શુભ સત્ય તપાસશો, રવિ કહે સુખિતોજ સદા થજો. ૨

( કાવ્ય છંદ. )

આ ઊંડા બ્રહ્માંડ વિષે ઊંડું અવલોકો,
સત્ય વાત અતિ ગુપ્ત બુદ્ધિબલથી આલોકો;
વિવિધ ધર્મના પંથ વિવિધ મત ઊઠયા દીશે,
નિજનિજ વાતજ સત્ય ઠરાવે છે આવેશે. ૧
વેદધર્મિયો વેદ વદે ઇશ્વરના દીધા,

મુશલમાન કહે અમે કુરાન ખુદાથી લીધા;
વદે ખ્રિસ્તિઓ બાઇબલને ઇશ્વરવાણી,
બૌધ કહે છે બુદ્ધ વાણિ છે ખરી નિશાણી. ૨
કહે પારશી ખરેખરા જરથોસ્ત અમારા,
વદે જૈન જિનવચન બધાથી વર્તે સારા;
એક એક મતના અંદર વળિ ફાંટા ઝાઝા,
કયો ખરો એમાંજ રહે સૌ નિજમન તાજા. ૩
ઇશ્વરવાદી કહે ઇશ્વરે સૃષ્ટિ બનાવી,
કહે રશાયન વાદિ રશાયનથી ઉપજાવી;
એક બતાવે આદિ સૃષ્ટિની બીજા અનાદિ,
નિજ નિજ મતના રંગ જમાવે સર્વે વાદી. ૪
મતને મળતી વાત આવતાં સાચી થાપે,
મત અણુમલતી સત્ય વાતને સદા ઉથાપે;
દ્રષ્ટીરાગમાં અંધ બનીને વિવેક હારે,
સત્યરૂપ સદ્ધર્મ તજી નિજ મતને ધારે. ૫
અનુભવવંત મહંત શુદ્ધ સિદ્ધાંત જણાવે,
જ્યાંલગી રાગ દ્વેષ તિહાં લગિ સત્ય ન પાવે;
મતનો રાગ ખરેજ દુષ્ટ મિથ્યાત્વ કરાવે;
આત્મબુદ્ધિબલરૂપ પ્રકાશજ એહ દબાવે. ૬
થયા પંડિતો આત્મબુદ્ધિબલનાં સંયોગે.
થયા જ્ઞાનિયો જ્ઞાનવાન એ બુદ્ધિ–પ્રયોગે;
બનો તમે પણ તેમ સત્યના શોધક સારા,
કરો સત્ય સ્વીકાર તમારી બુદ્ધિધારા. ૭
શાસ્ત્ર ન કરો પ્રકાશ બુદ્ધિથી હીન જનોમાં,
ગર્દભપુચ્છગ્રાહ ન્યાયની નકલ કરો માં,
સ્વપર મતોની વાત વિચારો સમતા ધારી,
બુદ્ધિ વાપરો સત્ય શોધવા સઘળે જારી. ૮

દેશ કાલ અનુસાર સત્ય જે સિદ્ધજ થાય,
જિનમતબાધક નક્કી કદાપિ તેહ જણાય;
સત્ય કરો સ્વીકાર સત્યના હિમ્મતવાનો,
રવિજી બોલે સત્ય થકીજ સુવિજય થવાનો. ૯

( ભુજંગી છંદ. )

અહો એહ સંસાર દીશે વિચિત્ર, ખરે ચક્રનાં જેમ દેખાય ચિત્ર;
સવારે દિશે તે ન સાંજે જણાય, વૃથા ત્યાં મમત્વે કરી દુઃખ થાય. ૧
ગયું તે ગયું તે ન આવે કદાપિ, ભવિષ્યો રહી ગુપ્તતા પૂર્ણ વ્યાપિ;
થતું વર્તમાને ક્ષણાલંબી જાય, વૃથા ત્યાં મમત્વે કરી દુઃખ થાય. ૨
નથી શાસ્વતું કાંઇ આ જગતમાંહ્ય, ધરીને પ્રીતિ જ્યાં જનો નિષ્ઠ થાય;
અરે આ મહા મોહની જાલમાંહે, વૃથા ત્યાં મમત્વે કરી દુઃખ થાય. ૩
ખરે વીશ પચીશ વર્ષો રહેવા, મહા કષ્ટ સંતાપ લોકે સહેવા;
અરે અંતમાં એ બધું વ્યર્થ જાય, વૃથા. ૪
અહો બંધુઓ આ ભવાબ્ધિ વિચારો, હમેશાં મહામોહથી વ્યાપ્ત ધારો;
તજો મોહનિંદ્રા તમે ત્યાં વિશેષે, સુખી તો થશો સત્યના તેજ શેષે. ૫
ધરો સત્યમાં પ્રીત નીતિ સુધારો, રૂડી રીતની વૃત્તિઓ ચિત્ત ધારો;
સદા આત્મભાવે સુખી તોજ થાશો, રવિજી કહે મુક્તિનો માર્ગ ખાસો. ૬

## ( રાગ દ્વેષ તથા મતમતાંતર વિષે. )

[ શાને રડેછે તું સુંદરી—એ રાગ. ]

સદ્ગુરૂ પ્રણમું પ્રેમથી, આણી અધિક આનંદ;
જાસ પ્રતાપે આ જગતમાં, દીશે સુખનો કંદ. આજ નમું ગુરૂરાજને.૧
પંચમ કાળે પ્રાએં કરી, પડિઆ માર્ગ—પ્રવાહ;
જ્ઞાનીગુરૂ અરિહંતનો, દીશે વિયોગ વિછોહ. આજ૦ ૨
કરેછે પરૂપણુ સર્વ જે, અર્વાચિન વેષધાર;
શાસ્ત્રનો સાર ઉલ્લંઘીને, સ્થાપે વિવિધ પ્રકાર. આજ૦ ૩
કોઇ કહે સ્તુતિ પ્રતિક્રમણુમાં, ત્રણુ ને ચાર સંવાદ;

કોઇ કહે નવ મૂલગી, આવો માંડયો વિવાદ. આજ૦ ૪
કોઇ કહે ચોમાશીજ તો, પુનમે નિશ્ચે જાણુ;
કેઇ વદે ચૌદશજ દિને, ખોટી ખેચાતાણુ. આજ૦ ૫
સંવચ્છરી કરે પંચમી, કેઇ પડિકમે ચોથ;
ઘરમાં કલેષ વધારીને, શી મારો છો મોથ. આજ૦ ૬
શ્વેતાંબરિ શાસ્ત્રે સુણ્યા, વળિ દિગંબર હોય;
પીત ધરે કેઇ પ્રેમશું, સત્ય શ્વેતાંબર જોય. આજ૦ ૭
ખરેખરી વાત કરે નહી, કલ્પે કલ્પિત વાત;
શાસ્ત્રની વાત દૂરે ધરી, કરે અતિ ઉતપાત. આજ૦ ૮
શિષ્યગુરૂની આચર્ણતા, દીસે જુજુવા પ્રકાર;
સળગે નિજ પગ હેઠળે, એ અવલોકો આ વાર. આજ૦ ૯
પરને શિખામણ આપવા, આપ ધારો ઉમંગ;
ઘરનો કલેશ મટાડવા, નહિ છે ઉછરંગ. આજ૦ ૧૦
ગુરૂ ગુરૂભાઇ કહે વળી, મુંહપતી મુખબંધ;
એક કહે નવ બાંધવી, એવો ધારો સંબંધ. આજ૦ ૧૧
નહિ શક્તિ પ્રતિબોધવા, મિથ્યાત્વીરૂપ જેહ;
નહિરે દિગંબર ઢુંઢને, ફોકટ ફુલોછો દેહ. આજ૦ ૧૨
શક્તિ કદી હોય આપવા, આગમને અનુસાર;
જાહેરસભા કરો જુક્તિથી, સન્મુખ થઇ આ વાર. આજ૦ ૧૩
છાપાં છપાવી દેશમાં, માંડી ફજેતિ શી આજ;
લાજ વધે નહિ જૈનની, હાંસી કરાવો સ્યા કાજ. આજ૦ ૧૪
શ્રાવક પણ એહવા થયા, પક્ષતણા કરનાર;
આપે મશાલ સળગાવીને, કરવા કલેશ પ્રચાર. આજ૦ ૧૫
મિથ્વાતિ વા મુશલમિનો, અન્યલિંગી અનેક;
એહવાને નમતાં થકાં, નહિં રાખોછો ટેક. આજ૦ ૧૬
નિજધર્મી નિરખી કરી, આવે છે તુમ રોષ;
જૈનધર્મીનો સ્યો ધર્મ છે, હરવો રાગ ને રોષ. આજ૦ ૧૭

ધર્મતણા બહુ કાર્યમાં, કરો ક્રોધ ને માન;
જાણુપણું જે તુમ તણું, તે તો મિથ્યાભિમાન. આજ૦ ૧૮
જૈનપક્ષ આ જગતમાં, દીસેછે લવલેશ;
મત ચલાવ્યા સહુએ જુજુવા, પોતપોતાનો વેષ. આજ૦ ૧૯
જૈનમિંદર જૈનમિંદરે, જુદા છે મતભેદ;
સાધુ ઉપાશ્રય ધર્મમાં, દીસેછે બહુ ખેદ. આજ૦ ૨૦
દેશ કાલ નિજશક્તિની, રાખે નહિ અનુસાર;
દેખાદેખી વધારીને, પ્રારંભે જૈનદ્વાર. આજ૦ ૨૧
નહિં પાછલથી પુરૂંપડે, નહિ કશુંએ સચવાય;
પછે પસ્તાવો ઘણું કરે, વિધવા નારીને પ્રાય. આજ૦ ૨૨
પ્રવર્ત્તન કાલવિષે ઘણી, ચાલેછે ધામધોમ;
રાગ દ્વેષ ઇર્ષ્યાપણું, ઘણું એનુંછે જોમ. આજ૦ ૨૩
શ્રીજિનરાજના આગમે, પંચમીપરૂપણા સાર;
કાલિકાચાર્યજી કારણે, કીધી ચોથ વિચાર. આજ૦ ૨૪
તેહ મતને અવલંબીને, ઝાલી રહ્યા કેઇ લોક;
પંચમીના ધરનારને, દેખી ઉપજેછે શોક. આજ૦ ૨૫
વસ્ત્ર સુણ્યા છે સિદ્ધાંતમાં, શ્વેતમાનો પોત;
પીતાંબરના પાઠનો, નહિ ક્યાંય સંકેત. આજ૦ ૨૬
ખટદરશણુમાં સહુ કરે, જૈનશ્વેતાંબર હોય;
પીતાંબરી નવી જૈનમાં, કહેશે મુખથી કોય. આજ૦ ૨૭
નિશ્ચય કરજો નિહાલીને, નીતિ નૈગમાધાર;
ગુરૂકુળવાસ સમીપથી, સાંભલજો તુમે સાર. આજ૦ ૨૮
હઠ ખોટો શઠતાપણું, કરજો હૈયાથી દૂર;
સત્યની શૈલી સ્વીકારજો, પામો આનંદપૂર. આજ૦ ૨૯
આગળ પણ આગમતણો, હતો પરમ આધાર;
હમણાં પણછે તેહનો વળી, જિનપ્રતિમા સુખકાર. આજ૦ ૩૦
હેજિનરાજ મયા કરી, તુમ આણા શિરધાર;

કુમતિ કદાગ્રહ કાપજો, આપો જ્ઞાનઉદાર. આજ૦ ૩૧
સેવા ભવોભવ તાહરી, જાચું છું જિનરાજ;
અવર ન જાચું દેવને, તુમ સાથે મુજ કાજ. આજ૦ ૩૨
નિંધા તજો તુમે નિજનિજે, સમજુ મનમાં સુજાણ;
નીતિશાસ્ત્રાનુસારથી, કરજો નિજ કલ્યાણ. આજ૦ ૩૩

---

## ( સુખી થવાનો માર્ગ. )

આ ક્ષણ ભંગુર રંગ વિશ્વનો નિરખી બુધજન કરે વિચાર,
શી રીતે સુખ મળે એહમાં શોધ એહછે સૌથી સાર;
માનવધર્મતપાસ કર્યાથી નિશ્ચિત ત્યાં તો એવું થાય,
બુદ્ધિદ્વારા ઇચ્છા પ્રકટી યત્ન પરસ્પર કર્મ કરાય. ૧
માટે બુદ્ધિ વધારા માટે કરો સર્વ મતનો અભ્યાસ,
વિવિધ વાતનો અનુભવ મેળી કશો બુદ્ધિને કરી પ્રયાય;
સકલ શાસ્ત્ર ભણાય તોય પણ મૂળતત્વ સંઘરો હમેશ,
નવી પુરાણી વિદ્યાશીખી બનો બુદ્ધિશાલી સૌ બેશ. ૨
બુદ્ધિ સુધારાસાથ કાબુમાં ઇચ્છા રાખો સઘળી નિત્ય,
દુષ્ટવિકારો દાબી કરીને શુભ સંકલ્પજ કરો પ્રવૃત્ત;
શુભ સંકલ્પ થયા વિણ સઘળાં ધર્મ કર્મ થાએ છે વ્યર્થ;
માટે ચિત્તસુધારો સારો કરવા મથન કરો અત્યર્થ. ૩
ઇચ્છા શુદ્ધિ કરી એ રીતે યત્નવંત થાવું સર્વત્ર,
યત્ન વિના નહિ સિદ્ધિ મળે એ શિક્ષા મનમાં ધરો પવિત્ર;
શુભ ઇચ્છા એ યત્નવંત થઇ શુભ કર્મોનો કરો પ્રચાર,
શુભ કર્મો તે કયાં જગતમાં એનો ઉત્તર છે આ વાર. ૪
દયા હમેશાં દિલમાં ધારી મિત્રભાવ ધારો સૌ સાથ,
સત્ય વાતના રાગી થઇને મતમમત્વની મેલો વાત;
નિષ્ઠા શુધ રાખીને સઘળો કરો વણજ વ્યાપાર વિચાર,
પ્રીતિપરિણુતા રાખી નારીમાં શાંત કરો સઘળા સ્વવિકાર. ૫

ખોટા વહેમ કરો સૌ દૂરે રૂડી રીતે કરો સ્વિકાર,
ફોકટ ફાંફાં બંધ કરીને શુદ્ધ વાતનો કરો પ્રચાર;
ભાવપ્રધાન બનીને સઘલે શાંતિભાવનો કરો વિકાશ,
રવજી બોલે સદગુણ યોગે ખરેખરા સુખની છે આશ. ૬

---

## જૈનધર્મી સજ્જનોને નમ્ર વિજ્ઞાપના.

સુજ્ઞ સાહેબો ! આજકાલ ઇંગ્રેજી વિદ્યાના ફેલાવાથી આપણા હિંદુસ્તાનમાં પણ પૃથ્વિ બાબત લોકોના મનમાં બહુ બહુ શંકાઓ ઠસતી જાય છે માટે આ બાબતની મજબુત ચર્ચા થઇ ખરો ખુલાસો થાય તો શું સત્ય છે અને શું અંશત્ય છે તે સહજ સમજાય, એમ ધારીને એ વિષય ઉપર હું થોડાં ધૃષ્ણ કરૂં છું અને આશા છે કે તેના નિસ્-પક્ષપાતથી જૈનવિધાન વર્ગ ઉત્તર વાળશે તો તેથી ઘણોજ ફાયદો થશે. પ્રશ્ન નીચે પ્રમાણે:—

૧ ઇંગ્રેજો પૃથ્વીનો પરિધ એટલે ઘેરાવો લગભગ પચીશ હજાર મૈલ બતાવે છે એ વાત રદ કરવા કોઇ જૈન સ્પષ્ટ પ્રમાણ આપી શકેછે?

૨ ઇંગ્રેજો કહે છે કે પૃથ્વી ગોળ દડા જેવી છે અને તેની પૂર્વથી પશ્ચિમ પ્રદક્ષિણા કરવી હોય તો થઇ શકે છે. શું એ વાત કોઇ જૈનનો સેવક કરી શકવા સમર્થ છે ?

૩ અહીં જ્યારે સૂર્ય આથમે છે ત્યારે અમેરિકામાં ઉદય થાય છે ત્યાં આથમે છે ત્યારે અહીં ઉદય થાય છે અને એ વાત તારથી પણ સિદ્ધ લોકોએ કરી છે ત્યારે અમેરિકાખંડને કયા ક્ષેત્રમાં ગણાવો.?

૪ અમેરિકા જવું હોય તો પશ્ચિમના માર્ગે એટલે મુંબઇથી હિંદિ મહાસાગરના રસ્તે કેપગુડહોપ વટાવી આટલાંટિકમહાસાગર ઓલંઘીને પણ અમેરિકા જઇ શકાય છે, અને પૂર્વના માર્ગે એટલે મદ્રાસથી હિંદિ મહાસાગરના પૂર્વભાગમાંથી શિંગાપોર ચીન જાપાન થઇને પાશિફીકમહાસાગર પસાર કરીને પણ અમેરિકા પહોચી શકાય છે. એમ એકથી ઉલટી

દિશાએ અમેરિકા ચિકાગો જેવાં શહેરમાં લોકો પહોચી શક્યા છે, તે પૃથ્વી દડા જેવી ગોળ હોય તોજ બને એમ અંગ્રેજો કહે છે તે વાતને કોઇ જૈન તોડી શકવા સમર્થ છે.?

૫ જૈનમાં લખ્યું છે કે સૂર્ય માગશર પોષ માસમાં જ્યારે છેક દક્ષિણાયન થાય છે ત્યારે ઠેઠ લવણ સમુદ્રમાં ૧૧૯ માંડલાં કરે છે, વારૂ ત્યારે છેક દક્ષિણાયન વેળા જો સૂર્યપરથી શમશ્રેણીની સીધા અધો લીટી લઇએ તો તે લવણમાં પડે તો શમ અધો લીટીથી જે દક્ષિણમાં દેશ હોય તે જંબુદ્વીપમાં ગણવો કે લવણમાં ?

આ પાંચ પ્રશ્નોનો ખુલાસો થયાથી બીજા વધુ પ્રશ્નો કરીશ.

મને આશા છે કે આ પ્રશ્નોના સ્પષ્ટ ઉત્તર વાળવા કોઇપણ જૈન યત્ન કરશે તો તેથી આ બાબત વધુ અજવાળામાં આવશે.

સૂચના—હમ કહતેહૈ સોઇ સચ્ચાહૈ અથવા હમારે શાસ્ત્રમેં લિખા હૈ સોહી સચહૈ, એ ઉત્તર આપવાને બદલે સ્પષ્ટ પૂરાવાથી ચર્ચા ચલાવવા કૃપા કરશોજી.

લખિતં એક જિજ્ઞાસુ.

---

## ( શિવજી દેવસી કૃત. )

ધરમના નામે ઠગાય, જગ સહુ, ધર્મના નામે ઠગાય;
  ગચ્છમત ને પંથ બહુ દેખાય, સત્ય વાત ન બતાય જગ. ૧
બ્રહ્મ ન જાણે વેદ ન જાણે, બ્રાહ્મણ આપ મનાય;
  યોગ ન જાણે ભેદ ન જાણે, યોગીરૂપ લેખાય. જગ. ૨
શ્રાવકપદનો અર્થ ન જાણે, શ્રાવકનામ ધરાય;
  કુટિલ ઠગ ને દુષ્ટવિચારી, મિથ્યા-મત ફેલાય. જગ. ૩.
તૃષ્ણા વધતી ચાલી દેખાય, સાધુ નામ અપાય,
  યતી મુની ને યોગી થઇને, વ્યાપારી કહેવાય. જગ. ૪
તત્ત્વદ્રષ્ટીથી જોતાં સુજને, પ્રત્યક્ષ એમ લખાય;
  પંથપંથમાં ઇર્ષ્યા મત્સર, નિંદા કદી ન જાય. જગ. ૫

હું સત્ય જાણું હું છું મોટો, એ અભિમાન ધરાય;
હાટ માંડી બેઠા છે યોગી, મૂઢજનોને ભમાય. જગ. ૬
સત્ય વાત મુખે નવિ બોલે, વચનસિદ્ધિ ન દેખાય;
મમતા રાખે પુત્ર ઉપર કોઇ, કેઇક શિષ્ય લખાય. જગ. ૭
પૈશા માટે રઝળે કોઇ, પુસ્તક અન્ય ધરાય;
ન્યાયકાવ્યનો બોધ જોઇને, લોક મૂઢ ભરમાય. જગ. ૮
શિવમાર્ગની એ નહિ રીતી, સંતતણા ઘટમાંહ્ય;
માટે શુદ્ધ કીર્તિને સાધી, સિદ્ધિવરો સદાય. જગ. ૯

---

## ( વિશ્વવ્યાપક પ્રેમભાવ. )

પ્રભુભક્તિ નિત્ય કરિયેરે, ભાવ ધરીને પ્રભુભક્તિ નિત્ય કરીએ;
નાત જાતના ભેદ તજીને, ગુણમૂર્તિ જગનાથ ભજીને;
ભક્તિનાવે બેસી ભવજળ તરીએરે. ભાવ. ૧
હોએ ભલે કો આર્યસમાજી, ભલે હોય કો બ્રહ્મસમાજી;
ભાવે ભેટી પ્રભુગુણ ગાઇ ઠરિયેરે. ભાવ. ૨
બુદ્ધદેવને ભલે કો માને, પ્રભુ રૂપે કોઇ શુ જાણે,
ભિન નામથી શાને મનમાં ડરિયેરે. ભાવ. ૩
રામ કહાનમાં કોઇની પ્રીતિ, શિવનામે શી ધરવી ભીતિ;
રામકહાન ને શિવમાં પ્રભુગુણ સ્મરિયેરે. ભાવ. ૪
જલ વોટર ને વારી પાણી, એકજ વસ્તુ માંને નાણી;
નામ ભેદ હવે શંકર શિદ મરિયેરે. ભાવ. ૫
ગુણ દષ્ટિથી સદગુણ લઇયે, આત્માર્થીને સુબોધ દઇયે;
ભ્રમરપણે નિત્ય ગુણ લેવાને ફરિયેરે. ભાવ. ૬
રોષ ધરીને ભલે કો નિંદે, પ્રેમ ધરીને ભલે કો વંદે;
નિંદક વંદકમાં શમ વૃત્તિ ધરિયેરે. ભાવ. ૭
મહત્ પુરૂષને પગલે ચાલી, ભાવે ગુરૂની આજ્ઞા પાળી;
શિવસુંદરીને ઝટપટ પ્રીતે વરિયેરે. ભાવ. ૭

## ( ભક્તોના સ્થાનની સમાનતા. )

સુભક્તો ભાવે પ્રભુભક્તિરસ ચાખો, લોકની બીતિ મનમાં લેશ ન રાખો.
ઘાંચી મોચી દરજી સોની તેલી ને તંબોલી,
સાથે બેશી ભક્તિ કરજો અંતરપટને ખોલી. સુભક્તો. ૧
કોળી માળી ભણુશાલી ને, હજામ ને પીંજારા;
ભક્તિસુધારસપાન કરીને, બનો જગતથી ન્યારા. ભક્તો. ૨
મુસલમાન ઇશાઇ પારસી, ખોજા વો'રા ભંગી;
ભ્રાતૃભાવ ધરી અંતરમાં, બનો ખરા સત્સંગી. ભક્તો. ૩
વણિક લુવાણા અને ભાટીઆ, વણુકર ને કંદોઇ;
અભેદભાવ ધરીને ચિત્તમાં, લોકલાજને ખોઇ. ભક્તો. ૪
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શુદ્રમાં, અભેદવૃત્તિ ધરજો;
એક પિતાનાં બાલક સમજી, ગુણગણ અંતર ભરજો. ભક્તો. ૫
નાના મોટા રંક ને રાણા, જ્ઞાની ને અજ્ઞાની;
ભજનાનંદ લેવાને પ્રીતે, બનો ખરેખર તાની. સુભક્તો. ૬
કુંવારી બાળા વિધવા સધવા, યુવા વૃદ્ધા નારી;
પુત્રી ભગિની માતા સમજી. કરો ભક્તિ સુખકારી. સુભક્તો. ૭
વિકાર વૃત્તિ દૂર કરીને, બનો શુદ્ધ બ્રહ્મચારી;
મલીનવાસના દૂર કરીને, જેછે અતિ દુઃખકારી. સુભક્તો. ૮
દુનીયાં રૂપી બજારમાંથી, ઉત્તમ વસ્તુ લેજો;
સુપાત્ર નિરખી વહાલ ધરીને, સુખકર શિક્ષા દેજો. સુભક્તો. ૯
ભજનરંગમાં વિઘ્ન આપે તો, પ્રેમ ધરીને સહેજો;
શિવપદ અર્થે મસ્તક દેવા, સજજ થઇને રેજો. સુભક્તો. ૧૦

---

દુનીઆં જ્ઞાનશાલા હૈ, તાકારંગ નિરાલા હૈ,
ઉશીકે હમ અભ્યાસી હૈ, દુર્ગુનકે ન આશી હૈં. દુનીઆં. ૧
વૈશેષિક હૃદય ધરતે, નૈયાઇક સદા સમરતે;
તત્વવેદાંતકે કહેતે, બૌધકે તત્વકાં લેતે,

અંતરમેં દિગંબર હૈં, બાહિર હમ સ્વેતાંબર હૈં.
નહીં જગકી હમકોં પરવા, ન બેઠે હૈં જગે લડવા. દુનીઆં. ૨
હમ સભી મતમેં માતે, સભીકે ગુનકોં ગાતે,
હમારે વાસ્તે સબ મત હૈં, સભીમેં હમ સદારત હૈં. દુનીઆં. ૩
સમંદર સમજીગર રખતે, જો આવે સો સબે ચખતે,
નહી બેઠે પકડ મતકે, સમજતેહૈં પ્રભુગતકો. દુનીઆં. ૪
સુંદર સદગુણકોં ચાહતે, ગુનીકે ગુન સદા ગાતે;
વીરજિનરાજકી ભકતીમેં, દેતી અગમશકતી. દુનીઆં. ૫
સભી ગ્રંથોમેં જિનબાની, હમેં અંતરમેં માની,
ન ઐસા કોઇ જ્ઞાની હૈ, જો વીરકા ન ધ્યાની હૈ. દુનીઆં. ૬
ભલે કો રામકોં જપતા, કહા નકે વાસ્તે તપતપતા;
નહીં રામ નહીં કહાન, વીરકાહી કરે ગાન. દુનીઆં. ૭
હમારી ઐશી હૈ દષ્ટિ, વીરમય સર્વ શ્રષ્ટી હૈ,
જંગલ પરવત અરૂ નીર, જહાં દેખે વહાં વીર. દુનીઆં. ૮
હરદમ વીરકોં ધ્યાતે, ખાતે જાતે કે આતે;
નહીં પલ છિન વિસરતે હૈં, ભવસાગર તરતે હૈં. દુનીઆં. ૯
નહીં અધિકારકી ઇચ્છા, નહીં જગમેં રહી મૂરછા,
નગિનતે ઇંદ્રકે પદકો, ચાહતે એક શિવપદકો. દુનિઆં. ૧૦

---

## ( મત પંથના ઝગડા વિષે. )

નથી કલેચ વિષે કાંઇ સાર, ભમણાં ત્યાગોરે;
ગણો મતાંતરનેરે અસાર, વાલા જાગોરે.
વારવિવાદે સ્યર્થ ગુમાવો, નરભવ આ સુખકારરે;
રાગ દ્વેષથી કર્મ બાંધશો, કરો દયે વિચાર. ભમણા. ૧
માતૃભાવ ધરીને જગમાં, કરો પ્રીતે ઉપકારરે;
ગુણ દષ્ટિથી ગુણ અવલોકી, સુખી કરો નરનાર. ભમણા. ૨

ગચ્છ મમત્વ ધરીને મૂરખ, વૃથા બહુ હરખાયરે;
 ગુણ વિણ ગચ્છથી તરે ન કોઇ, ગુણથી ગુણ પરખાય. ભ્રમણા. ૩
પૂર્વ કાલમાં મુક્તીગામી, થયા જીવ અપારરે;
 માતાગૃહનો નાશ કરીને, પામ્યા સુખ નિરધાર. ભ્રમણા. ૪
ઉત્તમ ગુણને ધારો ભવીઓ, ગુણપૂજા જગમાંયરે;
 દુર્ગુણસાગર જે જીવો છે, પૂજ્ય બને નહી કયાંય. ભ્રમણા. ૫
પાળે તેનો ધર્મ કહ્યોછે, આગમમાં પ્રખ્યાતરે;
 ઉત્તમ કુળનો મદ કરવાથી, કરમબંધન સાક્ષાત. ભ્રમણા. ૬
કલેશ તણાં મૂળ બાળો સત્વર, પાળો જિનવરઆણરે;
 શિવપદ મળશે સમભાવેંથી, જ્ઞાનીવચન પ્રમાણ. ભ્રમણા. ૭

———:०:———

## ( ચિદાનંદજી કૃત પદ. )

જૌલૌં અનુભવજ્ઞાન ઘટમેં પ્રગટ ભયો નહી,
 તૌલૌં મન થિર હોત નહીં છિન; જ્યૌં પીપરકો પાન;
વેદ પઢ્યા પર ભેદ ન જાના, પોથીથોથી જાન. ઘટમેં. ૧
 રસભાજનમેં રહત દ્રવ્ય નિત, નહિ તસ રસ પહિચાન;
ત્યૌં શુકપાઠી પંડિતકું પર, પ્રવચન કહત અજ્ઞાન. ઘટમેં. ૨
 સાર લહ્યો બિન ભાર કહ્યા શ્રુત, ખરદષ્ટાંત પ્રમાન;
ચિદાનંદ અધ્યાતમશૈલી, સમજ પડત એકતાનરે. ઘટમેં. ૩

———:०:———

જૌલૌં તત્વ ન સૂજ પડેરે, તૌલૌં મૂઢ ભરમવશ ભૂલ્યો;
 મતમમતા ગ્રહી જગથીલડેરે. જૌલૌં. ૧
અકરરોગ શુભ કંપ અશુભ લખ, ભવસાયર ઇણ ભાંત રડેરે;
 ધાન કાજ જિમ મૂરખ ચિંતહ, ઊખર ભૂમિકો ખેત ખડેરે. જૌલૌં. ૨
ઉચિત રીત ઓલખ વિણ ચેતન, નિશદિન ખોટે ઘાટઘડેરે;
 મસ્તક મુકુટ ઉચિત મણિ અનૂપમ, પગભૂષણ અજ્ઞાન જડેરે. જૌલૌં. ૩

કુમતાવશ મન વક્રતુરંગ જિમ, ગહિ વિકલપ મગમાંહિ અડેરે;
ચિદાનંદ નિજ રૂપ મગન ભયા, તબ કુતર્ક તોય નાંહિ નડેરે. જૈસો ૪

—:o:—

મારગ સાચા કૌન બતાવૈ,
જાસું જાય પૂંછિયે, તે તો અપની અપની ગાવૈ.
મતવારા મતવાદ વાદધર, થાપત નિજમત નીકા.
સ્યાદવાદ અનુભવ બિન તાકા, કથન લગત મોય ફીકા. મારગ. ૧
મતવેદાંત બ્રહ્મરૂપ ધ્યાવત, નિશ્ચયપખ ઉર ધારી;
મીમાંશક તો કર્મબંધેતે, ઉદયભાવ અનુસારી. મારગ. ૨
કહત બોધ તે બુદ્ધદેવ મમ, ક્ષણિક રૂપ દરશાવૈ;
નૈયાયિક નયવાદ ગ્રહી તે, કરતા કોઉ ઠહરાવૈ. મારગ. ૩
ચારવાક નિજ મનકલપના, શૂન્યવાદ કોઉ ઠાને;
તિનમેં ભયે અનેક ભેદ તે, અપની અપની તાને. મારગ. ૪
નય સર્વાંગ સાધના જામે, તે સર્વાંગ કહાવૈ;
ચિદાનંદ ઐસા જનમારગ, ખોજી હોય સો પાવૈ. મારગ. ૫

———

યોગ જુગતી જાણ્યા વિના, કહા નામ ધરાવૈ;
રમાપતિ કહૈ રંકકું, ધન હાથ ન આવૈ. જોગ. ૧
ભેખ ધરી માયા કરી, જગકું ભરમાવૈ;
પૂરણ પરમાનંદકી, શુદ્ધિ રંચ ન પાવૈ. જોગ. ૨
મનમુંડયા બિન મુંડકું, અતિ લોચ મુંડાવૈ;
જટાજૂટ શિરધારકેં, કોઊ કાન ફડાવૈ. જોગ. ૩
ઉર્ધ્વ બાહુ અધો મુખેં, તન તાપ તપાવૈ;
ચિદાનંદ સમજ્યા વિના, ગિણતી નહીં આવૈ. જોગ. ૪

———

અબ હમ ઐસી મનમેં જાણી,
પરમાર્થ પંથ સમજ વિના નર, વેદ પુરાણ કહાણી. અબ. ૧

અંતર લક્ષ વિગત ઉપરથી, કષ્ટ કરત બહુ પ્રાણી, અબ. ૨
કોટી યતન કર તૂપ લહત નહીં, મથતાં નિશિદિન પાણી. અબ. ૩
લવણપૂતલી થાય લેંણકું, સાયરમાંહિં સમાણી. અબ. ૪
તામેં મિલ તદરૂપ ભઇ તે, પલટ કહે કોણ વાણી. અબ. ૫
ખટ મત મિલ માતંગ અંગ લખ, યુક્તી બહોત બખાણી. અબ. ૬
ચિદાનંદ સર્વાંગ વિલોકી, તત્વારથ લહે તાણી. અબ. ૭

---

લઘુતા મેરે મન માની, લહી ગુરૂગમજ્ઞાન નિસાની.
મદ અષ્ટ જિનોનેં ધારે, દુરગતી ગયે બિચારે;
દેખો જગતમેં પ્રાની, દુખ લહત અધિક અભિમાની. લઘુતા. ૧
શશિ સૂર્ય બડે કહાવૈ, તે રાહુકે બસ આવૈ;
તારાગણ લઘુતાધારી, સુર ભાનુ ભીતિ નિવારી. લઘુતા. ૨
છોટી અતિ જોયણગંધી, લહે ખટરસ સ્વાદ સુગંધી;
કરિ મોટાઇ બહુ ધારે, તે છાર શીશ નિજ ડારે. લઘુતા. ૩
જબ બાલચંદ્ર હોય આવૈ, તબ સહુ જગ દેખણ ધાવૈ;
પુનમ દિન બડો કહાવૈ, તબ ખીણ કલા હોય જાવૈ. લઘુતા. ૪
ગુરૂવાઇ મનમેં વેદે, નૃપ શ્રવણ નાશિકા છેદે;
અંગમાહેં લઘુ કહાવે, તે કારણ ચરણ પૂજાવૈ. લઘુતા. ૫
શિશુ રાજધામમેં જાવૈ, સખી હિલમિલ ગોદ ખિલાવૈ;
હોવૈ બડા જાણ નહીં પાવૈ, જાવૈ તો શીશ કટાવૈ. લઘુતા. ૬
અંતર મદ ભાવ વહાવૈ, તબ ત્રિભુવનનાથ કહાવૈ;
ઇમ ચિદાનંદ યે ગાવે, રહણી વિરલા કોઊ પાવૈ. લઘુતા. ૭

---

(આનંદઘનજીકૃત.)

રામ કહો રહેમાન કહો કોઉ, કહાન કહો મહાદેવરી;
પારસનાથ કહો કોઉ બ્રહ્મ કહો, સકલ બ્રહ્મ સ્વયમેવરી. રામ. ૧

ભાજનભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપરી;
તૈસેં ખંડકલ્પના રોપિત, આપ અખંડ અરૂપરી. રામ. ૨
નિજપદ રમે રામ સો કહિયે, રહેમ કરે રહેમાનરી;
કર્ષે કરમ કહાન સો કહિયે, મહાદેવ નિરવાણરી. રામ. ૩
પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મ ચીન્હે સો બ્રહ્મરી;
ઈહ વિધ સાધો આપ આનંદઘન, ચેતનમય નિઃકરમરી. રામ ૪

---

## ( અખાભક્તનીવાણી. )

આતમ એકછેરે હાં, એક ઉદર એક ખાણ;
બાર આવ્યા પછી ઉત્તમ ને, મધ્યમની છે તાણાતાણરે. આતમ. ૧
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય શૂદ્ર, બાંધ્યાછે વરણ ચાર;
સોનું સરવે એક છે, એના ઘાટ ઘડે અપાર. આતમ. ૨
બાઇ મેલો ને મમતા ટાળો; શંસય પરિહરો પાખંડરે;
શેરડી સરવે એક છે, તેમાંથી ગોળ સાકર ને ખાંડ. આતમ. ૩
હાથે હાથી કેરા હાડકા, કેવાય સુવાગણનારરે;
નાવણ ચોકો નિત કરે, એતો જોજો અવળો આચાર. આતમ. ૪
નવસેંનવાણું નદીઓમાં, નીર ચાલ્યાં જુજુવાં જાયરે;
આદિ શિરવાલો એકછે, એનાં નીર પો'ચે એક નિધિમાંય. આતમ.૫
આચારીને સદાય અગવડ, ભૂલ શોધ્યા વિના ભરમરે;
કહે અખો આતમરૂપ વિના, કિમ કરી છુટશે કરમ. આતમ. ૬

---

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાલાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાક્યા ચરણ, તોયે ન પ્હોતા હરીને શરણ. ૧
કથા સુણિ સુણિ ફુટયા કાન, અખા તોએ નાવ્યું બ્રહ્મગ્યાન;
એ મૂરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ. ૨
પાણીને દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એતો અખા બહુ ઉત્પાત, ગણ્ય પરમેશ્વર ક્યાંની વાત. ૩

હરી પામવા સહુ તપ કરે, અખો હરીમાં મેલે ફરે;
 મારે શમરસસે'જસ'જોગ, સાવસ્વત'તર પામ્યો ભોગ. ૪
જિમ ભરસાગરે તિમ'ગલ રમે, હું હરીમાં તો દેહ કોણ દમે;
 પેરે' પેરે' મેં જોયું મથી, જે હરી વિના પદારથ નથી. ૫
તો આઠ વે'તનો હું જે ઘડયો, તેતો કિહાં અલગો જઇ પડયો;
 ઇમ જોતાં હરી લાગ્યો હાથ, ટળ્યો અખો ને એ રહી આથ. ૬

---

## ( ધીરાનાં પદ. )

દુનીઆંછે દીવાનીરે બ્રહ્માડપાખ'ડ પૂજે,
 કરતાવસે પાસે'રે મૂરખને નવિ સૂજે. દુનીઆં. ૧
જીવ નહી જેને શિવ કરી માને, પૂજે કાઠ પાષાણ;
 ચેતન નરને પુંઠે મૂકે, એવું જગતછે અજાણ. દુનીઆં. ૨
પત્થરનું નાવ જલમાં મૂકો, સોસોવાર નમાવી શીશ;
 કોડ ઉપાય કરે પણ ન તરે, બૂડે વિશ્વાવીશ. દુનીઆં. ૩
વેળુમાં તેલ કિહાંથી નીકળે, ધાતુની નવિ દૂજે ગાય;
 અ'તરનો મેલ અતિ જુનો ભરિઓ, નિર્મળજલમાં જઇ નાહ્ય. દુ. ૪
સરપ ડ'શી દરમાં જઇ પેઠો, પછે રાફડો કૂટયે શું થાય;
 ઘાયલની ગતિ ઘાયલ જાણે, જાણે કો જ્ઞાની રિદાય. દુનીઆં. ૫
નથી નાથ નિર'જન દૂરે', પ્રગટછે તારા દિલમાં;
 એવું દિલ સુધારિને દેખે તો, ધરણીધર ધીરો જાહેર જગતમાં દુ. ૬

---

અનુભવી આવોરે જ્ઞાનગતિ ઘડનારા, ભેદ બતાવોરેબ્રહ્મમાંહિ ભળનારા;
 કહો પવનનું મૂલ અમને, કયાંથી આવ્યું મ'ન;
ઠીક કરી ઠેકાણું બતાવો, કયાં રે'છે મનપવન;
 શબ્દ કયાંથી ઊઠેરે ગગનમાં ચઢનારા. અનુ. ૧
નાદબ'ધનું મૂલ બતાવો, કયાં રહેછે જીવ;

જુજુવા અર્થ કરી સમજાવો, સ્યાસ્યારૂપે શીવ;
અખંડ જ્યોતી ઝળકેરે અભેદ ભરમછે ન્યારા. અનુ. ૨
પ્રગટ પિંડ પડયે પ્રથવીપર, જીવ શિવ યોની ક્યાં જાય;
નાદ બંધ મનપવન સુદ્ધાં, એ સરવે કિહાં શમાય;
રીત બતાવોરે અગમય વાતો વદનારા. અનુ. ૩
અનુભવી આવો ભેદ બતાવો, વિશ્વંભર વિસ્તાર;
લાંબા કે પ્હોળા પચરંગા, કેવે રૂપે છે કિરતાર.
ધણી ધીરાનારે સ્વામી સરજણુહારા; અનુ. ૪

## ( હરદાસનાં પદ. )

ક્યા ખુદાકું તું ઢુંઢતા હૈ, ખુદા તો તેરે પાસ હૈ;
પાસ હૈ પાતા નહીં, જ્યું ફુલનમેં બાસ હૈ.
બંદા ક્યા ખુદાકું ઢુંઢતા હૈ. ૧
ફિર ભૂલા એક મૃગલા, કસ્તૂરી વાકી પાસ હૈ;
પાસ હૈ પાતા નહીં. ફિર ફિર સુંઘે ધાસરે. ક્યા. ૨
દૂધ હતા સો બિગડ ગયાનેં, ઊન્હીકી ક્યા આશરે;
મહી ગઇ માખણુ ગયાને, ગઇ બગડી છાશરે. ક્યાં. ૩
તુજમેં હૈ એક બોલતા, હૈ ઊનકી પેદાસરે;
કહે હરદાસ હરદે ભીતર, તું તેરા તપાસરે. ક્યાં. ૪

## ( કલુભગત કૃત. )

ત્યાગ કરે તો ઐસા કીજે, ભેખ કાહેકું લીજેરે;
યે સ્ત્રી પુત્ર ધન સુખદાઇજી, ઊનકું ત્યાગન કીજેરે;
કામ ક્રોધ ને મોહ દુખદાઇ, ઊનકું ત્યાગી દીજેરે. ત્યાગ. ૧
આશા તૃષ્ણા ને કુમતી ત્યાગી કરીજી, સુમતી સંતોષ દયા લીજેરે;
હું મમતા અભિમાન ત્યાગ કર, ગ્યાનસાધન સાધી લીજેરે. ત્યાગ. ૨

માન અપમાન હરખ શોક ત્યાગ કરીજી, હરી ગુરૂ સંત સેવીજેરે;
શ્રુતિ સ્મૃતીકું દૂર કરીને, અધવિચ ઉપાસના કીજેરે. ત્યાગ. ૩
પાંચ પચીશકું તો વશ કરી લીજેંજી, ચેતનમાં ચિત દીજેરે;
ભગત કલુ કહે મન વશ કીજેં તો, સુખેં રામરસપીજેંરે. ત્યાગ. ૪

---

મિંજઇં માલક વિઠો મિણી જો, તેંજી ન્યાર ન કૈયેંતા;
ત્રે દેવ અઇંહિન દુનિયામેં, સુત્તા વિઠા ઉભારે તજી,
સેવા સોકો કરિયેંતા. મિંજઇં ૧
બોલઘે કે ન લગિનયેંતા, ગંગા જમના જે તીર્થ વિગ્નોતા;
દાન પુન્ય તે કરિયેંતા. મિંજઇં. ૨
ઉતાથા નિરાશ રૈ અચેંતા, મૂરગી મૂડી ખોઇયેંતા;
મક્કે મદીને હજ વિનોતા, રાજીપેકે ચાઇયેંતા. મિંજઇં. ૩
ઉતાથી નિરાશ હૈ અચેંતા ઉલટો અભિમાન આણીતા;
જાહેર અઇંસે કુછે પુછેતા, ગાલ બોલ કરિયેંતા;
કલુ ભગતચેં તેંકે છદેને, ભુતેસેં વિગ્નો અટકેંતા. મિંજઇં. ૪

---

નિપટનિરંજન નાથ ન જાનૈ, મનકલ્પિત બહુ ઘાટ બખાનૈ;
સબ મિલી માનત બો'ત શયાને, લેતે તાન મિલી તનનન ઠનનન;
લોકરિઝાવત નચતદીવાને. નિપટ. ૧
ત્યાગી બનકેં પખાજ બજાવત, કરે જ્યાં કડકડ જામે મસ્તાને;
ખાનપાન રસ ભોગમેં રાતે, ધિકતાંધિકતાં તેઇ મૃદંગ બખાને. નિપટ. ૨
આપ બજાવત આપ ન જાનત, જેહિસચ્ચિદાનંદને ન પિછાને. નિપટ. ૩

---

ભલ કલિયુગમેં દીસે ભાંડ ભવૈયા, પરમહંસ બાનેં બેઠત ભૈયા;
કુત્સિત નરકું કહત કનૈયા, બ્રહ્મવિદ્યાકી બાત ન જાનત,
જિમ જનનન ઠનનન ઠુમ બજૈયા. ભલ. ૧
તાતે જીવે ચડી કાગલકી નાવા,
ફીવી ફીવી ફીવી ફીવીફીક કરૈયા. ભલ. ૨

દોરા કંઠી ગલેમેં ધારકેં, પામરનરકા ધન હરૈયા;
મૃગ જિમ રાગરસિકજન આગે, નાંદરદાની તુંમદરદાની
તુંમદરદર ગવૈયા. ભલ. ૩
સચ્ચિદાનંદ બ્રહ્મસેંઉલટે, થનનનન થનનન નાચ નચૈયા. ભલ. ૪

---

કલીમેં ચેતકેં રહેના, ભયે ધરમઠગારે અપાર;
પ્હેલે પ્રથમ હંસ બનિ બૈઠે, જીવનમુક્તી જુંજાર;
પીછે પામરજીવ દાસ બને, એસે ચોર લબાડ. કલીમેં. ૧
આગે ગુરૂ વેદાંત બતાવૈ, પીછે નિંદાપુકાર;
ઐસે અજ્ઞાન જીવકું અંધ મિલી, કહત કૃષ્ન અવતાર. કલીમેં. ૨
ઐસેજહાં વિષઇધરબારી, હોત પંથ સિરદાર;
કૃષ્ન-વચનસેં વિમુખ લાયશી, નહીં તાકો ઉદ્ધાર. કલીમેં. ૩
ત્યાગીવેષ બનાયકેં મૂરત, પૂજત વિવિધ પ્રકાર;
દેવકે નામ સબનમેં જાચત, વિષયભોગ ઉપચાર. કલીમેં. ૪
ભૂખલીયે બહુ વેશ બનાવત, નીચ અનેક પ્રકાર;
ઉંચ જુંઠ કોઇ કરત ન ઐસા, જ્યોં જાનત વ્યાપાર. કલીમેં. ૫
મૂલખરીદ બાલ લઇ ચેલા, કરત લોક ઠગવાર;
જાદુગરોનાં શીખકર છૂછા, કરત ફિરત નિશીઆર. કલીમેં. ૬
જ્ઞાનકાંડકા એક ગુરૂ હે, શંકર પરમ ઉદાર;
જાકે શરણુ ગયે તેં અગણિત, પામર ઉતરે પાર. કલીમેં. ૭
સચ્ચિદાનંદ બ્રહ્મમય વૃત્તિ, રાખત બિન આધાર;
ઐસે ગુરૂકે શરણુ ગયેસેં. ઉતરતહૈં ભવપાર. કલીમેં. ૮

---

તુ ચેતન જડ તંનકું કયા ઢૂંઢત, કયોં ભરમાયા બાજીમેં;
તુ હૈ બ્રાહ્મણુ ક્ષત્રી વૈશ્યમેં, તુ મુલ્લાં તુ કાજીમેં, તુ ચેતન. ૧
તુ હૈ મનુજ દનુજ દેવમેં, તુ હૈ માતા પિતાજીમેં;
તુ જલચર થલચર પશુ પંખી તુહિ, તુંહૈ સકલ ગજ વાજીમેં. તું ચેતન. ૨

સબ જગવ્યાપક સબસેં ન્યારા, ખોજ દેખ દિલ કાજીમેં;
સ્વ સ્વરૂપ ઇત તિત કિત ઢુંઢત, કયોં પાવૈ બુતશાજીમેં. તુ ચેતન. ૩
પંચકોશતે પાર બૂઝકે, ઝીલહુ જ્ઞાનગંગાજીમેં;
બસહું સચ્ચિદાનંદ બ્રહ્મમેં, મત રહૈ માયાપાજીમેં. તુ ચેતન. ૪

---

( હુરખચંદસૂરીકૃત. )

ઝગડત ફિરત અનાહક અજ્ઞાની જીવ
કોઉ કહે આતમા હૈ કોઉ કહે નાહિં હૈ,
કોઉ કહે વ્યાપક અવ્યાપક બતાવે કોઉ
કોઉ કહે ઇશ્વરકે જ્યોતીહુકી છાંહી હૈ;
કોઉ શૂન્ય ઠાનૈ કોઉ પંચતત્વમાનૈ તાતેં
જૈની કહૈં જીવ તો સદેવ ગ્યાનમાંહિ હૈ,
ચેતન સ્વરૂપ હૈ અખંડિત અરૂપ હૈ સુ
તત્વનીકો ભૂપ ઐસો બ્રહ્મ ઘટમાંહિ હૈ. ૧
ઠામ ઠામ ગામ ગામ ધામ દેવી દેવહુકી
કરૈં શઠ સેવ પૈ ન ભેવ કૌ ન પાવહિં,
ફૂલ ફલ પાતી તોરૈ ધૂપ દીપ વાતી જોરૈ
બડે ઉતપાતી કેતે જીવકો સતાવહિં;
આપ હૈ સચેત પેં અચેત ભૂત પ્રેત પૂજે
આપકો ન સૂજે મૂઢ ઔરકું ભમાવહિં,
ઘટમેં નિકટ પરમાતમા પ્રગટદેવ
તાકી કરી સેવ તે તો સબે ફલ પાવહિં.

---

( લાલનપંડિતકૃત. )

મને કોઇ કહેતું જગત ખોટું, તેતો મેં હવે જાણ્યું.
મને કોઇ કહેતું જગત સાચું, તે પણ મેં હવે જાણ્યું. મને. ૧

કદી ખોટું તો મારે શું, કદી સાચું તો મારે શું;
નથી થાતું નથી જાતું, હુંમાં હું સમાયો છું.
અખંડ આ સ્થિર જ્યોતીમાં. મને. ૨

—:૦—

## ( જોગીંદ્રસૂરી કૃત. )

તીર્થો ને દેહરા વિષે, નિશ્ચે દેવ ન જાણ;
જિનગુરૂવાણી ઇમ કહે, દેહમાં દેવ પ્રમાણ. ૧
તનમંદિરમાં જીવજિન, મંદિર મૂર્તિ ન દેવ;
રાજા ભિક્ષાર્થે ભમે, એવી જનને ટેવ. ૨
નથી દેવ દેહરા વિષે, છે મૂર્તિ ચિત્રામ;
જ્ઞાની જાણે દેવને, મૂર્ખ ભમે બહુ ઠામ. ૩
ખરો દેવછે દેહમાં, જ્ઞાની જાણે તેહ;
તીર્થ દેવાલય દેવ નહી, પ્રતિમા નિશ્ચય એહ. ૪

—૦—

## ( વાડીલાલ મોતીલાલ કથિત ભાષણ. )

"કયા ઇશ્વરે આ વિશ્વ રચ્યું છે?"

'સુવિચારમાલા' ના જુદાજુદા મણકાઓ દ્વારા હું જે કરવા ઇચ્છું છું તે એ નથી કે લોકોને મારા માનેલા વિચારો પરાણે મનાવી દેવા અગર માનવાને લલચાવા. હું છદ્મસ્થ યાને અપૂર્ણ છું એ વાતની જો મ્હને ખાત્રી હોય તો મારે ખુલ્લું જણાવવું જોઇયે કે ધર્મ સંબંધી જે વિચારો આજ સુધીમાં મારા સમજવામાં આવ્યા છે તે **બધા** અંશે ખરાજ હોવા જોઇએ એવો દાવો મારાથી કરી શકાય નહિ. તેમજ બીજા કોઇ એક માણસની બુદ્ધિએ સ્વીકારેલા વિચારો પણ **સંપૂર્ણ સત્ય** હોઇ શકે નહિ; તેથી 'સુવિચારમાલા'દ્વારા મારે જે કાંઇ કરવું છે તે માત્ર એટલુંજ કે જન-સમાજને એમ સમજાવવું કે હું તેમજ દરેક મનુષ્ય અપૂર્ણ છે અને એટલા માટે પોતાના માની લીધેલા વિચારોમાંજ 'સત્ય સર્વ' હોવાનું દાવો

ન કરતાં બીજા વિચારકોના અનુભવો અને કલ્પનાઓ કાનમાં પડે એમ તે કાન ખુલ્લા રાખવા. આવી રીતે મારા આત્મબંધુઓ વિશાલ વિશ્વના ચમત્કારોમાં-વિશાલ વિશ્વની વિવિધ બુદ્ધિઓના ચમત્કારોમાં—નવીનતા અને વિવિધતા ભાળી શકે અને તેમાં 'આનંદ' લઇ શકે, એવા ઇરાદાથી જુદા જુદા ધર્મપંથોના (પરંતુ વિચારશીલ ) લેખકોના હાથે લખાયલા લેખો તથા બિલકુલ ધર્મનેજ નહિ માનનારા પણ પ્રમાણિક લેખકોના હાથે લખાયેલા લેખો અજવાળામાં લાવવા એજ મારી 'સુવિચારમાલા'નો હેતુ છે. અને એ હેતુ હોવાથી જ, એક તરફમાં 'સંસારમાં સુખ કયાં છે?' એવું આધ્યાત્મિક પુસ્તક આ માળાના મણુકા તરીકે પ્રગટ કર્યું, તેમ તેથી તદ્દન જુદીજ પ્રકૃતિ વાળું આ પુસ્તક પણ તેજ માળાના મણુકા તરીકે પ્રગટ કર્યું. બધાએ મણુકાના વિચારો ( કે જે જુદા જુદા ગ્રંથકારોના છે ) સાથે હું સંમત છું, એમ કોઇએ માનવું નહિં. વિવિધ વિચારકો અને જાહેર પ્રજા એ બે વચ્ચે (કમીશન લીધા વગર ) 'દલાલ' તરીકે કામ કરવું એટલા પૂરતી જ મારી જોખમદારી છે. હું માનું છું કે, દરેક સહૃદય અને ઉચ્ચ આશયવાળા વિચારકોના વિચારો એક યા બીજી રીતે દુનીયાને હિતાવહ થઇ પડે છે અને તેથીજ આ પુસ્તક કે જેમાં ઇશ્વરના અસ્તિત્વના ખંડન સાથે પંચતત્વથી ભિન્ન મનાતા આત્માના જ અસ્તિત્વનું ખંડન કરનારી વિદ્વત્તાયુક્ત દલીલો રજુ કરવામાં આવી છે, એવા આ પુસ્તકને જાહેરમાં મુકવાનું મેં ઉચિત માન્યું છે. હું ખુલ્લી રીતે કહીશ કે આમાંના ઘણાએક વિચારો મને માન્ય નથી, અને કેટલાકનું ખંડન પણ હું કરી શકું; તથાપિ આ વિચારો એક વાર તો 'બાપ દાદાનો ધર્મ' પાળનારા લોકોની આંખ આગળ જવા પામે તો ઠીક એમ મને લાગ્યું; કારણ કે માત્ર 'શ્રદ્ધા' ખાતર જ જે વિચારો માનવામાં આવતા તે વિચારો વિરૂદ્ધ સજ્જડ દલીલો હયાતી ધરાવે છે ખરી એમ હવે તેઓ જોઇ શકશે. આપણે જે જાણતા હતા તે કાંઇ સત્ય-સર્વ નથી; પણ હજી આપણે એની વિરૂદ્ધમાં અને તરફેણમાં ઘણું જાણવાનું રહે છે એમ તેઓ સમજતા થશે. આપણે હજી તત્વ સમજવાની કોશીશ જ કરી નથી એવું તેઓને ભાન થશે અને એ બધાનું પરિણામ એ

આવશે કે તેઓ તત્વના વિશેષ શોધન પાછળ-વિશેષ વાંચન પાછળ-વિશેષ મનન પાછળ ચિત્ત આપતા થશે.

રા. કાન્તે એક સ્થલે લખ્યું છે કે, ( નાસ્તિકો ) જેટલે અંશે ગંભીરતાનું-વિચારનું પરિણામ છે તેટલે અંશે તે ધર્મને હાની નહિ પણ લાભ કરે છે એમ હું સમજું છું. મને તો લાગેછે કે, પેગંબરો અને નાસ્તિકો એજ દુનીઆના ઉપકારકોના શિરોમણિ છે. પેગંબરો માનવાની અને કરવાની વાતોનો ઉપદેશ કરેછે, અને નાસ્તિકો સ્વીકારવાની પ્રબલ ઇચ્છા છતાં સ્વીકારતાં કેટલા વાંધા આવેછે તે બતાવેછે. જે લોકો સમજ્યા વગર બોલે છે તે તો આસ્તિક હોય કે નાસ્તિક, પણ મને તો સરખા જ લાગેછે.

રા. કાન્તનાં આ વચનોમાં મને તો અસત્ય નથી દેખાતું. જેઓ આત્મા નથી એવી દલીલ માત્ર કરનારને ધિક્કારતા હોય અને તેમ કરવાની સત્તા તેમને પૂછવામાં આવતાં એટલો જ જવાબ આપતા હોય કે તેઓના ગુરૂએ કે ધર્મગ્રંથે કે વડીલોએ તેમને આત્માના અસ્તિત્વમાં શ્રદ્ધા રાખવાનું ફરમાવ્યું છે, આટલીજ લાયકીથી જેઓ આત્મા નહિ માનવાની દલીલ કરનારને ધિક્કારતા હોય તેમને હું કહીશ કે, તે ધિક્કારનાર પોતેજ આત્માને નથી માનતો; કારણ કે જો તે આત્માને માનતો જ હોત તો તેમનું માનેલું આત્મતત્વ તો શાંતગુણધારક હોઇ તેને ક્રોધ થવો જ નહોતો જોઇતો. આત્મામાં દ્રઢ શ્રદ્ધા હોય તેવો પુરૂષ તો જડવાદીને કે અજ્ઞાન પુરૂષને જોઇને ક્રોધ કરી પોતાના અમૂલ્ય આત્માને મલીન કરવાનું પસંદ કરેજ નહિ; એ તો ઉલટો એમ વિચારે કે આ બિચારો જીવ પૂર્વજન્મના જ્ઞાનાંતરાયી કર્મને લીધે સાચું જ્ઞાન પામી શકતો નથી એ કેવી દેખીતી વાત છે, એમ ધારી તેની દયા ખાય, પણ ક્રોધ કરવો આત્માના આસ્તિકને પાલવે નહિ.

(દલપતકવિવરકૃત.)

કોઇક તો વનવાસ કરે ઉપવાસ કરે પ્રભુ પાસ સિધાવા,
કોઇક મુમતી મુખ્ખ ધરે બહુ સુક્ષમ જંતુ જરૂર બચાવા;

કોઇક માંસ અને મદિરા બલિદાન કરે નિજ દેવી રિઝાવા,
કોણ હશે સ્વર્ગે દલપત ને કોણ હશે નરકે જન જાવા ? ૧
કોઇક સ્નાન ત્રિકાલ કરે જઇ પાવન તીરથ પાવન થાવા,
કોઇ મનુષ્ય મલીન રહે પ્રતિ વાસર પાપથી આપ મૂકાવા;
એક બીજાથી વિરૂદ્ધ કરે ન ધરે દિલ સ્વર્ગ જવા સહુ દાવા, કોણ. ૨
કોઇક વેદતણો ભણી ભેદ ઉમેદ ધરે ઉર સ્વર્ગ તકાવા,
કોઇક રામનું નામ રટે નિત્ય આપતણું બધું પાપ પતાવા;
કોઇક શંકર શંકર નામ સદૈવ જપે અઘઓઘ સમાવા, કોણ. ૩
કોઇક જાય પ્રભાત સમે ઉઠી પીરતણે શિર પુષ્પ ચડાવા,
કોઇ પ્રભાત સમે ઉઠિ જાય પડિક્કમણું કરી કર્મ ખપાવા;
કોઇક જાય પ્રભાત સમે ઉઠી નોલી–ક્રિયા કરી નિર્મલ થાવા, કોણ. ૪
કોઇ કરે બકરીદ અને વળિ કોઇ શીખે સોમયાગ કરાવા,
કોઇક તો વ્યભિચાર કરે શિવશક્તીતણું મન સિદ્ધ મનાવા;
કોઇક ભાંગ પીએ ભલિ ભાંતથી ભોગી નહી પણ જોગી જણાવા, કોણ. ૫
કોઇક શીશ જટા નખ દીરઘ કોઇ ખુશી મન મુંડમુડાવા,
કોઇક ભેખ મુનીવ્રત ધારી બહુ રખડે પુરમાં બની બાવા;
કોઇકને વળિ કંઠ ઉંચેથી ગમે બહુ ગોવિંદના ગુણ ગાવા, કોણ. ૬
કોઇક સૂરજને જ સદૈવ જપે દિલજ્યોત ઉદ્યોત જગાવા,
કોઇક ભૈરવનેજ ભજે દિલ શુદ્ધપણે મહા દુઃખ મટાવા;
કોઇક એકજ ટેકજ ધારી અનેક ઉપાય કરે વળિ આવા, કોણ. ૭
કોઇક એકજ બ્રહ્મ ભજે જીવ રૂપ મટી શિવ રૂપ શમાવા,
કોઇ કહે ભલિ ભક્તી કર્યાથકી ખૂબ મળે જ પીવા અને ખાવા;
કોઇ કહે કશુંએ પછી ત્યાં નથી ભોગવ ભોગ ભલા મન ભાવ્યા,
કોણ હશે સ્વર્ગે દલપત ને કોણે હશે નરકે જન જાવા? ૮

( કચ્છી દોહરા. )

રાઘવ ચે હિન જગતમેં, અનેક પંથ પ્રચાર;
અનેક ધર્મ વિચાર નેં, અનેક મત આચાર. ૧.

કોય જટા જખરી રખે, વડા વધારે બાર;
કો મુન લસી લિપટ કરે, બિલકુલ રખે ન બાર. ૨.
કો ભભૂત ભૂંસે રૂગી, લંગોટી લપટાય;
કોય નિપટ નાગો બનીં; ધુણી નિકટ ધુખાય. ૩.
દાઢીકો ડાચે રખે, કો વિચ સંધ વિજાય;
રૂગિયું મુછું રખાયકો, સક્ષ્મ સક્ષ્ા કરાય. ૪.
કો ગંગામેં ન્હાય તો, નિરમલ દિલ થે લાય;
કો જમુનાજલ પાનસેં, પવિત્રપણુંવતાય. ૫.
કો પૂજા પાષાણુજી, ઉછતા ઉછત ઉડાય;
કો અડાય દેવાયતન, પ્રતિમા નઁઇ પધરાય. ૬
પૂજે તો કો પીરકે, કો બજરંગી વીર
કોય પિયારે પ્રેમસેં, ખેત્રપાર કે ખીર. ૭
ધુન ધણીબાવો ગણી, ઢીંમર ઢેઢ ચમાર.
કો ચે વાંકલ વાછરો, જખ પાબૂ ઝુંઝાર. ૮.
કો દેવો કે દે બલી, ધારૂ મંસ ધરાય;
અજ, પાડા, રેંસે રીહું સ્વર્ગ મધારે લાય. ૯
કો ઠાકર કે ઠાય નીત, નાં નાં ભોગ ધરાય;
ટન્ટન્ વજાય ટોકરી, રસિયેં કે રીઝાય, ૧૦,
કો મથુરાં ગોકુલ વિર્ગાં, ગિરિ પૂજે ગિરરાજ;
કો સમેત શિખર ચડે, કો હજ પઢે નિમાજ. ૧૧
કો કલકતે તો વિને, કાલી પૂજણુ કાજ;
કો બાલી બહુચર ડિસણુ, કો પિરસણુ હિંગલાજ; ૧૨.
બદ્રિનાથ કો દ્વારકાં, કો કાશી કેદાર;
કો રામેશ્વર કો વિનો, જગન્નાથ હરદ્વાર. ૧૩
કો કોટેશ્વર જા કરે, દરશન પૂજે પીર:
કોચે અણુસઠમેં અધિક, નારાયણુસર નીર. ૧૪.

કા એકલ તારો[1] ખણી, તુન તુન તંધ વજાય;
મંજિરા તાલ મિલાય નેં, હરિ ગુરૂજા ગુણુ ગાય. ૧૫.

કો ત્રિકાલ સંધ્યા કરે, જગત અગન સિલગાય;
નિત્ય શ્રાદ્ધ તરપણુ કરે, પિતરેંકે પરચાય. ૧૬.

કોચે હિકડો બ્રહ્મ સત, મિથ્યા જગત નિષેદ;[2]
કો વતાય યુક્તિ કરે, જડ ચઇતન જુગ ભેદ. ૧૭.

કોચે જગત અનાદિ સિધ, કર્તા એયો ન કોય,
સફા કરે સંસારજી, ખાલી તો ડિંય ખોય. ૧૮.

પિંઢજા કયા પિંઢ ભોગવે, પુદગલ[3] પિંડ ભનાય,
ભવાટવીમેં ભાટકે, હથેં કરે પ્યો હાય ! ૧૯.

કઢ કષાય[4]મલ થી અમલ, નિવાર નિજ અજ્ઞાન;
ઉપજે કેવલ જ્ઞાન તું, સ્વયં સિદ્ધ ભગવાન. ૨૦.

રાત્રી ભોજન અગર જલ, વર્જે જીવ ભચાય;
મોં આડી ડે મોંમતી, [5]હિંયે દયા હુલસાય. ૨૧.

રોજ પરીક્રમણું કરે, જિન વિતરાગ[6] વધાય;
નિજ કર્મેંજી જડ કપે, સ્વયં સિદ્ધ થેલાય. ૨૨.

કોચે કર્તા જીવજો, માલિક મરજીવાન;
ચાય કરે હેવાન ઊ, ચાય કરે ઇનસાન ? ૨૩

પો પણુ ખાવિંદજી ખુશી, જનજો હલેન જોર;
કરે અધલ જો ફધલ ઊ, તનમેં જેડો તોર, ૨૪.
જલ ઠેકાણે થલ કરે. થલ પલમેંજલ તીંય,
અકલ કલા કિલતારજી, કલે સગેજન કીંય ? ૨૫

---

૧ તંબુરો. ૨ નિષેધ-જ્ઞાન પક્ષે જેના મોહમાં ન પડવા યોગ્ય મનાઈ કહેલું એવું જગત. ૩ શરીર. ૪ વિષયોમાં આસક્તિવાળાં. રાગ, ક્રોધ, ઈત્યાદિ, ૫ જૈન સાધુઓ મોઢા આગળ કપડું બાંધે છે તે. ૬ જૈન ધર્મની મૂર્તીઓના નામ છે.

ખ્યાલી ભાછા ખલક કે, પલમેં ડે પલટાય;
રાંક મિંજા રાજા કરે, દાજા રાંક ભનાય. ૨૬
પરવરદિગારજી નિધા, વિગર ન થીંધો ન્યાલ;
બેગુના કરે બ્હેસ્તડે ધણિ ધિલજો ધોતાલ. ૨૭
ઊ નિમાજ કલમાં પડી, રબ કે તો રીઝાય;
તોભા તેં અગિયા કરે, કને આંગર્યું પાય. ૨૮
કોચે કૂડી કલ્પના, કર્યો મ અય અંધેર;
મોજ કર્યો ને મસ્ત રે।, પર્યા પુછેતો કેર ? ૨૯
ધૂણીમિંજ ધુખાય કો, ધરતીમેં ધફણાય;
ઓટો મથે અડાય કો, ડેરી કિભર કરાય. ૩૦
કો ચે ઉત્તમ ઓતરો, કો ડિસ વાંઇ વતાય;
કેંજો મન મનાય જન, કેંજો દિલ કચવાય ? ૩૧
હિકડા થાપીં બ્યા હણેં, તેંકે ત્યા ન વડાંઇ;
સરખા અટકેં સાન વિચ, બૂટા ખુરેં ઉડાંઇ. ૩૨

**કવિત.**

જે થિયોંતા જૈની તડેં વેદાંતી વડાંઇ નતા,
સે મિથ્યાત્વી વેદ મત જૈની મને જાણીંતા;
પુરાણી થિયોં ત કુરાણીચેં અયો યાફર ઐં,
કુરાણી થિયોંત મ્લેચ્છ મોંતેં ચેં પુરાણીંતા;
દ્વૈતેંકે અદ્વૈત ધોરી ધારતા અજ્ઞાની ગણી,
અદ્વૈતિયેં મથે દ્વૈત અડેખાઇ આણીંતા;
રાઘવચે સોકો સામું ત્રાણેપ્યો ત્રિકાર કરે,
મરમ જેં જાણ્યો ઊ મિણીમેં મોજ માણીંતા ૧
સદા શિવ સેજ જેંકે ઇસલામી આદમચેં,
ખુદા ગોડ ખ્રિસ્તી ચેંત પ્રભુ ચેંતા પાણમેં;
વિલાતમેં વોટરસે પાણી ચોંતા પાણુ હિત,
મથા સિરવાડે જલ કેંજે સે અજાણમેં;

**યા અલ્લા** કુરાનમેં ત **હે હરિ** પુરાણ મિંજ,
અર્થ બીજો ઊજ ભેદ ભાસેતો કુછાણમેં;
**રાઘવ** ચે રામ રભ ચેમેં ફેર ઘણી ઊજ,
વાદ કેસેં વધે વેર ખાલી ખેંચત્રાણમેં. ૨
જૈનેં મિંજ મીન મેખ જાણે જખ મારીયેં સે,
મીન મેખ વારો **જૈન** જાણ્યો મ જમીનમેં;
મહા બુદ્ધિમાન બુદ્ધિસ્થેંકે ચે અબુદ્ધ કેર ?
જાહેર જાપાની જેમેં ચીનાં એયા ચીનમેં;
અરાબ પઠાણુ તુર્ક અફ્રિકન અફગાન,
ઉએ મૂર્ખ નાંય જુકો ધુકે ઊભા ધીનમેં;
**રાઘવચે** રૂડા થિડે મતીજા ન મૂડા કોય,
કુતા ઊજ કૂડા જેંજે જૂઠાણું જકીનમેં. ૩

---

## મોતીરામ કૃત.

### ( કાવ્ય છંદ. )

ભલે પધાર્યા નાસ્તિકજનજી, બોલો બોલો મનના વાદ;
અણુ અંજાશો ચક્ષુમાં નહિ, ખુલ્લા બોલોને અપવાદ.
નાસ્તિક બોલ્યા મહિ પર ઝાઝા, ધરમ મનાએ ઠામોઠામ,
રસ્તા સૌના નોખા નોખા, કેને માનું રાખી હામ. ૧
મહમદને નહિં હિંદુ માને, રામ તજે મહમદિયન આપ;
જૈનધરમ બુદ્ધો નહિં માને, છોડે જૈનો બુધનાં નામ,
ઇસ્યુને જરથોસ્ત ન માને, તજે ખ્રિસ્તિ જરથોસ્તનું નામ,
રસ્તા સૌના નોખા નોખા, કોને માનું રાખી હામ. ૨
એ આદિકછે ધર્મો બીજા, સહુનાં ફાંટા પડયા વિશેષ;
ફાંટા ફાંટામાં તકરારો, અરશપરશની જાણી એશ,
પોતાને મુક્તી માંને છે, બીજાને નરકોનાં ધામ,
અરશપરશ નિંદેછે પોતે, કેને માનું રાખી હામ. ૩

સૌ નિજધર્મે જન વધવાના, કરતા ઉપાય અપરંપાર,
એવી વધેલ ધર્મ સમાજે, રાજ્ય ફરાવ્યાં વારંવાર,
ધર્મ સમાજે રાજ્ય ઘોંશરી, જુંટી અરશપરશ બહુ ઠામ,
રસ્તા સૌના નોખા નોખા, કેને માનું રાખી હામ. ૪
લડી મુઆ ધર્મોને માટે, તેણે કરિયા સ્વર્ગેવાસ,
મારનાર પણ ધર્મ જનુની, તેણે કોં'ક્યાં પુરયા ચાશ ?
એક કહેછે ગુરૂ ધૂતેછે, બીજા ગણતા ધર્મનું કામ,
રસ્તા સૌના નોખા નોખા, કેને માનુ રાખી હામ. ૫
ક્ષેત્રફલ કે વસ્તી અંકો, સૂર્ય ચંદ્ર તારાનાં માપ,
જોયે વિચાર કરીને તેના, લેખ બતાવો જૂના આપ.
ગતિયો સઘળી ક્યાં ગઇ તેની, શોધ નવીમાં ચડિયાં નામ,
જોયા રસ્તા નોખા નોખા, કેને માનું રાખી હામ. ૬
એક કોમની રૂઢિયો ભાલી, બીજા કરતાં તે પર હાસ્ય,
બીજાની રૂઢિઓ પર પેલા, ચલાવતા ચિત ઉભરા ખાસ્ય.
રૂઢિયોમાં પણ ધર્મ રીતછે, એવું વદતા લોક તમામ,
રસ્તા સૌના નોખા નોખા, કેને માનું રાખી હામ. ૭
સૌકો કેછે હુંછું પેલો, મુજમાંથી ફુટયા સર્વત્ર,
સૌકો કેછે હુંછું સાચો, બીજાનો વેલો છે અત્ર;
કોણુજ પેલો કોણુજ સાચો, મુકે પત્ર ન જુનો જામ,
રસ્તા સૌના નોખા નોખા, કેને માનું રાખી હામ. ૮
શાપંથોના લોકો મરતા, કેનો ઉગરિયો નવ અત્ર,
તેણે અત્રે પત્ર ન મુકયા, કોણ સ્વર્ગ ને નરકે છત્ર;
અમર હોતજો કોઇ પંથનાં, પ્રીતે ઝાલત તેની લગામ,
છે નહિ તેવું રસ્તા નોખા, કેને માનું રાખી હામ. ૯
ચાલે પગથી ખાએ કરથી, ઊંઘે જાગે એકજ રીત,
ખાવું પીવું સ્વાસો લેવા, ચંદ્ર સૂર્યપર સરખી પ્રીત.
કુદરતના નિયમો:પર પ્રીતી, સૌકો રાખે તેવે ઠામ,
તોપણ સૌના રસ્તા નોખા, કેને માનું રાખી હામ. ૧૦

જન્મી સાથે લેઇ ન આવ્યા, જર યુવતી કે બીજા સાથ,
મરતી વખતે લેઇ ન ચાલ્યા, જર યુવતી ભીડીને બાથ.
મોતીરામ બતાવો રસ્તો મુઝાણો પંથોમાં આમ,
રસ્તા સૌના નોખા નોખા, કેને માનું રાખી હામ. ૧૧

( શ્રીપાશચંદ્રસૂરીશ્વર કૃત. )

દેવગુરૂસંગકારણ મુનીવર, ચક્રવર્ત્તી દલચૂરે;
અરીહંતવચને ન હોવે એવો, કાંઇ વદો એ વડો કૂરેરે,
મુનીવર હિંસાધરમ કાંઇ ભાખો, તમેમુલમહાવ્રતરાખોરે. મુ. ૧
ચૈત્યમંદિરમાં ઉગે જે તરૂવર, અનંત જીવનો વાસો;
લોહકુહાડે આપણપે છેદો, કાંઇ તુમેં દુરગતી વાસોરે. મુ. ૨
નાલકીંટ અનંતા બોલ્યા, ધર્મકાજ છેદાવો;
ધર્મ નહીં પણ જીવ હણીજે. કાંઇ તુંમે દુર્ગતી જાવોરે. મુ. ૩
ચોથે વ્રત વીતરાગે બોલ્યો, સ્યાદવાદ નવી થાપ્યો;
વિષયવાલ્યાં તુંમે છિંદી દેખાડો, કામરાગ અતી વ્યાપોરે. મુ. ૪
પંચમહાવ્રત અંગ ધરીનેં, એકવીશ સબળા દેખાડો;
એણેં ઉપદેશે કાંઇ તુંમે બુંદો, લોકોને દુરગતી પાડોરે. મુ. ૫
શાચપરૂપેતે નવિ માનીજેં, લોકમલી છેહ દીજે;
અશુભ ભાખી ને હીનાચારી, તે ગુરૂ આગલ કીજેરે. મુ. ૬
ધનધન શ્રીવીતરાગદેવે, જેણે દયાધર્મ પ્રકાશ્યો;
મૂઢમતી જે જીવ હણાવે, નહિ લહે શિવપુર વાસોરે. મુ. ૭
પાર્શ્વચંદ્ર ભણે ચારિત્ર લહીનેં, પરિગ્રહથી મનટાલો;
અરિહંત વચને સાચપરૂપો સૂધો સંજમપાલોરે. મુ. ૮

દુલહો નરભવ ભવભમતાં, દુલહો શ્રાવકકુલ સાર;
ગુણવંતગુરૂનો સંગ દોહેલો, પામી આલે મહારોરે.
ભાઇઓ જીવદયા પ્રતિપાલો, ગુરૂગમ સંભલી આગમવાણી,
પરમારથ સંભાલો.

આશ્રવ ભવ શિવ સંવર બોલ્યો, તેહનું રહસ્ય વિચારો;
આરંભ આશ્રવ સંજમે સંવર; ઇમ ગણી આપ ઉગારોરે. ભાઇઓ. ૨
શસ્ત્રધારશું અંગઉવંગે, નખ શિખ લગે કોઇ ભેદે;
જેહવી પીડા નરને હોવે, તેહવી એકેંદ્રી વેદેરે. ભાઇઓ. ૩
સહુઅજીવ જીવેવો વંછે, મરણુ ન વંછે કોઇ;
આપણને દુઃખ જિમ છે તિમ પર, હૈયે વિમાશી જોવોરે. ભાઇઓ. ૪
જરજર નર બલવંત તરૂણે, મૂઠિપ્રહારે હણિઓ;
જે દુઃખ વેદે તેહજ થાવર, જીવસંગટેભણીઓરે. ભાઇઓ. ૫
સમકિત પાખે ગજભવે જોવો, જીવદયા દ્રઢપાલી;
તેણે શ્રેણીકઘર અવતરીઓ, મેઘકુમાર દુખટાલીરે. ભાઇઓ. ૬
પૂરવભવ શ્રીશાંતીજિણેશર, કુશરણેપારેવડો રાખ્યો;
જ્ઞાન પ્રમાણે જાણી જિનમત, મૂલ દયાધર્મ ભાખ્યોરે. ભાઇઓ. ૭
લોહશિલા જો તરે મહોદધિ, પશ્ચિમ ઉગે ભાણ;
સહેજે અનલ જો શીતલ થાએ, તો હિંસાધર્મ ઠાણરે. ભાઇઓ. ૮
રવી આથમિએ દિવસ વિમાશે, અમૃત ઉરગ મુખ હોવે;
સાધુ કહાવે કલહ કરંતો, વિષભખી મરણ ન બીહેરે. ભાઇઓ. ૯
શીંચી અગની કમલ વધારે, મલીત ચીર પંક ધોવે;
તે નર મૂરખ કુગુરૂ કુસંગે, પ્રાણહણી ધર્મ જોવેરે. ભાઇઓ. ૧૦
આગમ વેદ પુરાણુ કુરાણે, સહુઅ દયા મુખે ભાખે;
જિનવરવચને સાચો ઓલખી, છ જીવ વિરલો રાખેરે. ભાઇઓ. ૧૧
અર્થ કામ, ધર્મ જયણા સમમતિ, નિધંધશમંદ બુદધી;
શ્રુતસંભલિજે નિરતો જાણે, તસુ વિવેક ફલસિદ્ધીરે. ભાઇઓ. ૧૨
પાર્શ્વચંદ્ર ભણેઆણ સહિત જે, નિરતી કરૂણા પાલે;
તે નર ટાલે પૂરદુરિત તિમ, જ્ઞાનકલા અજુઆલેરે. ભાઇઓ જીવદયા પ્રતિપાલો.

આશ્રવશહિતવિનય અપ્રશત્થ, ભાખ્યો એ કેવો પરમત્થ;
અપ્રશત્થ કૈયે વારંવાર, કરિયેં એ કેવો આચાર. ૧

## ( નરસિંહમહેતા કૃત. )

જ્યાં લગિ આતમા તત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
મનુસદેહ તાહરો એમ એલે ગયો, માવઠાની જેમ વૃષ્ટી જૂઠી. જ્યાંલગી. ૧
શું થયું સ્નાન સંધ્યા ને સેવા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું રાતો લોચન કીધે? જ્યાં.૨
શું થયું તપ ને તીર્થ કીધા થકી, શું થયું માલ ગ્રહી નામ લીધે,
શું થયું તિલક ને તુલશી ધર્યા થકી, શું થયું ગંગાજળપાન કીધે. જ્યાં.૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખંટદરિશન સેવ્યાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં.૪
એછે પ્રપંચ સહુ પેટ ભરવાતણા, આતમારામ પરબ્રહ્મ ન જોયો;
ભણે નરશૈઓ કે તત્વદરશન વિના રત્નચિંતામણી જન્મ ખોયો. જ્યાં.૫

---

શાંતિ પમાડે તેને સંત કહિયેં, તેનાં દાસનાં દાસ થઇ રહીએં
તેનાં ભકતને આધીન થઇ રહીએ.

વિદ્યાનું મૂલ નહિ પુરૂં જાણ્યું ત્યારે, પંડયાનો માર શિદ ખઇએં. શાંતિ. ૧
ખાધી ગોળી અને રોગ જ્યારે ઉભો, તેની ગોળી તે શિદ ખાઇએ. શાંતિ. ૨
સીધો વોળાવો ને ચોર જ્યારે લુંટે, તેની સંધાથે શિદ જઇએ. શાંતિ. ૩
કલ્પવૃક્ષ શેવ્યું ને દારિદ્ર ઊભું, તેની છાયામાં શિદ રહિયે. શાંતિ. ૪
રાજાની નોકરી ને ભુખ નવી ભાંગે, તેનોતે ભાર શિદ વહીએ. શાંતિ. ૫
કીધા ગુરૂ અને દુઃખ નવી જાએ, તેના ચેલા તે શિદ થઇએ. શાંતિ. ૬
નામઅનામ મારા ગુરૂએ બતાવ્યું, તેતો રાખ્યો છે મારે હૈયે. શાંતિ. ૭

---

દુનીઆંભુલેભરમાઇ વિચારે નહી કાંઇરે, માટી લેકર સરપ બનાએ,
તાકું દુધ પીલાઇરે. દુનીયાં. ૧
સાચાસરપ નજરમેં આવે, જબ ઘોકેસેં ધમકાઇરે,
કોઇ પત્થર પાનીકું પૂજે, કોઇ પૂજે કબરની અચેરે. દુનીઆં. ૨
ગુરૂપ્રતાપે નરશી ગાવે, શાસ્ત્ર બચન ગોહેરાઇરે. દુનીઆં ૩

---

## ( નકુળાનંદ કૃત. )

ત્યાગ ન ટકેરે વૈરાગ્ય વિના, કરીએ કોટી ઉપાયજી;
અંતર ઉંડી ઇચ્છા રહે, તે કિમ કરીને તજાયજી. ત્યાગ. ૧
વેષ લીધો વૈરાગ્યનો, દેશ રહી ગયો દૂરજી;
ઉપર વેષ આછો બન્યો, માંહે મોહ ભરપૂરજી. ત્યાગ. ૨
કામ ક્રોધ મોહ લોભનાં, જ્યાં લગિ મૂલે ન જાયજી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાયજી. ત્યાગ. ૩
ઉષ્ણ ઋતે અવની વિષે, બીજ નવિ દીસે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઈંદ્રી વિષય આકારજી. ત્યાગ. ૪
ચમક દેખી લોહું ચલે, ઈંદ્રિ વિષય સંજોગજી;
અણુ ભેટેરે અભાવ છે, ભેટ ભોગવશે ભોગજી. ત્યાગ. ૫
ઉપર તજે અંતર ભજે, એમ ન સરે અરથજી;
વિણસ્યો વરણાશ્રમથકી, અંતે કરશે અનર્થજી. ત્યાગ. ૬
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડિયું દુધજી;
ગયું ઘ્રત મહીં માખણથકી, આપે થયુરે અશુદ્ધજી. ત્યાગ. ૭
પલમાં જોગી ને ભોગી પલમાં, પલમાં ગ્રહીને ત્યાગીજી,
નકુલાનંદ કહે એ નર તણો, વિણસમજ્યો વૈરાગ્યજી. ત્યાગ. ૮

---

## ( દાસ ઝવેરકૃત )

અંગ મેં ખુદા ખોજ નિકાસો, તનતકીઆ મનમકકા હૈ
મિહેમયંદ જીલેઅંદર, રશુલિલ્લાલાલ કળકા હૈ અંગ ૧
પંચતનું કે દરગા અંદર, અલખના મકાશિક્કા હૈ;
અયનઅલી ગુલચમન ખુવાહૈ, બિનદેખેકું ધક્કાહૈ અંગ. ૨
બેચુનંબેચ ગુનનિરંજન, બેશુંભાકું દેખા હૈ;
બેનમન કેદીદક શદએ, એક આશક પક્કાહે અંગ. ૩
દશનવલ કાંપીર આવલીઆ, નાગશેર વલીખાકા હૈ;
ઉન કીઆ મહેરમશોબાની. નઝીનાંમવી ઢલક્કા હૈ અંગ. ૪

---

શુન એ શુન નિર્ગુનકી બાતાં, શાધુસંતકિ લાતા હૈં;
અર્થ છોડકે અનર્થ કરતા, પોથી બાંચ સુનાતા હૈ સુન ૧
કયા નિર્ગુન પોથી મેં બૈઠા, ફિર કયં તુજે નહી પાતા હૈ
સચ્ચિદાનંદકી ખબર ન જાને જુઠા દિલ બહેલાતા હૈ. સુન ૨
ક્ષરઅક્ષરકા ખોજદિએ બિન, અજર નજર નહી આતા હૈ;
જ્ઞાન ધ્યાન નિર્ગુન નિરંજન, સતગુરૂ નાથ બતાતાહૈ. સુન ૩
અમૃત કહે શો કૌન અમર ભયા, બિખ કહે કોઇ મરતા હૈ.
એસાપંડિત' નિત ઉઠપોથી, બાંચ બાંચ પસ્તાતા હૈ. સુન ૪
સચ્ચા સતગુરૂ નાંથ નિરંજન, ભવભંજન દુખ હરતા હૈ.
દાસનવલ કહે ઉનકીકૃપાસેં, નમનો નાથ સમરતા હૈ. સુન ૫

---

## ( બુઢન કૃત )

બામન મુલ્લાં પઢ પઢ ભૂલા. રામરહીમ તો જાન્યા નાહી
કશાબ કુરાના વેદ પુરના ઉશમે તો ઉજાસા નાહી,
કલમા રોજા વ્રતગાયત્રી. પખદોનું કીમત જૂઠી;
કહે બુઢન શુન કૂટન ગીધી, કયા શુનલ કયા ચોટી
ભુખ સુખા પણુ ભેદન પાયા, જ્યું ખરપર ચંદન બોજા.
ચમક પથરખુએ બિચ પડે આ તોએ ન અંતર ભિંજ્યા
જિસ રેણી મેં રામ વસેસો, ઓતોરેણી નહી શોચ્ચા;
કહે બૂઢન શુન કૂટન ગીધી કયા એકાદશિ કયા રોજા;

---

## [હાસમકૃત]

અદલ ફકીરી કરે કોઇ શૂરા પુરા' ઘટમે મકકા ઘટમેં મદીના
ઘટમેં નમાજું પડે; કોએશૂરા પૂરા
ઘંટમેં ગંગા ઘટમે જમના, ઘટમેં સનાન કરેકોએ શૂરાપૂરા
ઘટમેં બતીઆં ઘટમે દીવા, ઘટમેં ઉજાશ કરે

કોએ શૂરા પૂરા કહે હા રામશા સુણો પ્રીતમ પ્યારા,
દુનીઆંકોએ મોત સેંદુરે; કોએ શૂરાપૂરા
અદલ ફકીરી કરે કોએ શૂરા પુરા
જિન ઇશ્ક મેં શિર ના દીયા જુગમેં જયા તો કયા હુવા
જોગી જુગત જાને નહી, કપડા રંગ્યા તો કયા હુવા ૧
જિન આપ ઘટ રંગ્યા નહી પર ઘટ રંગ્યા કયા હુઆ,
દરીઆ કિનારે માલમ ખડા માલમ જાણે દરિઆ મેરા. ૨
ડુબકી દીઆ મોતી ના મીલા, માલમ હુવા તો કંયા હુવા!
કાજી કિતાબો ખોલકેં મશલા બતાવે ઓર કું. ૩
પઢતા ઇલમ ડરતા નહી કાજી હુવા તો કયા હુઆ?
જોગી ને જંગમ શે વરા સબ રંગ કપડા પેરતા. ૪
અરમ નહી ઉસ હાલકા કપડા રંગા તો કયા હુઆ?
જનરામરસચાખાનહી રશીઆબન્યા તો કયા હુઆ. ૫
મક્કે મદીનેશેરમેં સઇદા દીઆ તો કયા હુઆ?
દિલકા કુદર કાટા નહી હાજી હુઆ તો કયાહુઆ. ૬
જિન આપકું જોયા નહી મનમેલકું ધોયાનહી
દિલદાગકું ખોયાનહીં અંઘોલ કિયા તો કયા હુઆ? ૭
કુત્તા હુઆ ધનમાલકા, ધંધા કીઆ જંજાલકા
રિદયે ભયા ચંડાલકા, તીરથ કીઆ તો કયાહુઆ? ૮

---

## ( નનામી કવિતા )

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધરમ જાણીને ધસ્યો;
વૈરાગથી વસ્તી તજીને વનવિષે જઇને વસ્યો;
ભગવા ધરીને ભટકતો ફરીપેટભીખીને ભરયું,
શીરીતે ઇશ્વર રિંજશે તે કોનું સારૂં શું કરયું. ૧
તેં નિત્યસ્નાન ત્રિકાલ કીધું માટિ ગોમયચોળીનેં,

તેં પંચગવ્ય વિષેશ પ્રાસન પીધું ઘોળીઘોળીને;
આહાર એકજવાર કરવો એવું તે વ્રત આચરયું શીરીતે. ૨
તેંહોમ હવન ઘણાં કરયા ઘી જગનમાં હોમ્યા ઘણાં,
તેં ચાલતી નદીને ચઢાવ્યા દુધદહી ગાયો તણાં;
બહુ વર્ષ મુખમુનીવ્રત ધર્યું તે ઠીક તુજમનમાં ઠસ્યું શીરીતે. ૩
તેંનવનવા નૈવેદ કરીનેં તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસને એકાશણાં કરી દેહનેં તેં બહુ દમ્યો,
ખાડોખણીનેંદાટીયુંજે અન્નજમતાં જે વધ્યું શી રીતે. ૪
તેં પ્રાર્થના પ્રભુની કરી મુખવિવિધ વચન ઉચારીને,
તેં સ્તોત્ર પાઠ ઘણાં કરયા નિતનિત્યનિયમો ધારીને;
ગદગદસ્વરે ગુણગાન કરવા આંખથી આંસુ ઝરયું શી રીતે ૫
ભગવાન લુખી ભકતીથી રીંજે નહી જરા માત્રને,
પણ ભકતીપર ઉપગાર સાથે થાએ પ્રભુ પ્રિયપાત્રને;
તેં વિગરવાદેં વિવાદકીધા કાંમતેથી શું કરયું,
શીરીતે ઇશ્વરરિંજશે તેં કોનું સારૂ શું કરયું. ૬

---

જુલમ ન કજે ઇનજાંનશે, સબજુગ ઢાઢ ફના દિશજે;
મતપંથજીમુમત ન કજે, ગુણશેપ્રેમસદા રખજે. જુલમ. ૧
સબદુનીઆં જોકજે વેર વિરોધકેંશેં ન કજે,
રેંમ દયા મન મેરખજે, પારકી વસ્ત ચોરી નકજે. જુલમ. ૨
સચાઇશેં સદા દિલ રખજે, જુઠકે ત્યાગ સદાંઇકજે;
પક્ષપાતકેદૂરકજે, સબદુનીઆંજે ભલો કજે. જુલમ. ૩
હકશેંજપ્રીતીરાખજે, હરાંમકે ત્યાગકજે;
રિદેમેંપરમેશરદિશજે, બાહેરમેં ન ગોથા ખાજે. જુલમ. ૪
પરજે બુરોકુજેનદિશજે, પરજેતુંઉપગાર કજે;
કૂડકપટશે દૂરરેજે, દ્રષ્ટીરાગકે ત્યાગ કરજે. જુલમ. ૫

ભલો કરજે પણ બુરો ન કરજે, ભલાઇશે ભલાઇ કરજે;
જુલમ ન કર્જેઈનશાનશે શબ્જુગટાઠ ફ્નાદિસર્જે. ૬

---

નાથકે છે મુજને મનુસ્યો દુભાવે, મુજપર જુઠાજ આલે ચડાવો
મુંશુદ્ધ ચેતનરૂપેરહ્યોછું, પણ જડજગમાંમનાવે;
ઉત્તમપદ ઇનકારકરી મારી હલકીપદવી ઠરાવે. નાથ. ૧
ભામનીઓ ભેલો રજવાલી, લંપટમાં લેખાવે;
કપટીમાં કેંતા નવચૂક્યા, ચાહન ચોર ઠરાવે. નાથ. ૨
પશુ થકીપરણાવી મારૂં, જગમાં હાસ્ય કરાવે;
ધર્મ નામ દુકાનો માંડી, ટકે ટકે વેચાવે. નાથ. ૩
શંકરનો અવતાર ઠરાવી, નાગો ભૂત બનાવે;
મહાવ્યાસન મારામાં કેવી, ગાંજો ભાંગ ફુકાવે. નાથ. ૪
રાક્ષશને હું વગર વિચાર્યે, વરદેઉં એમ જણાવે;
બુદ્ધિ શૂન્ય ગણીને મારૂં, ભોલો નામ ધરાવે. નાથ. ૫
લિંગ તણી ઉત્પત્તી થઇ તે, કહેતાં શરમ જ આવે;
અણુઘટતાઃ આરોપ ચડાવી, મારી લાજ લુટાવે. નાથ. ૬
શુખ દુખમાં સંભારૂં તેનું, સાહું આમ મલાવે;
ધિક ધિક માનવ દુષ્ટ તમોને, દારૂણ દુખ કેંમ નાવે. નાથ. ૭

---:o:---

માનવ મુજને માંનવ જેવો બનાવે, મારી સઘળી પ્રભુતા તજાવે.
જન્મમરણથી મુક્ત રહું છું, તોપણ જન્મ ધરાવે;
નાનકડું બાલક સમજીને, પારણીઆમાં ઝુલાવે. માનવ. ૧
તડકો શીત નડે માનવને. મુજને વસ્ત્ર ધરાવે;
વસવાને મુંજમાટે મોટા, મંદિરમાળ ચણાવે. માનવ. ૨
ભુખતૃષા લાગે નહિં તો પણ મોટા થાળ ધરાવે;
મારૂં નામ દઇને દુષ્ટો, માલમલીદાઉડાવે. માનવ. ૩

ભ્રષ્ટ થતો જાણીને મુજને, નિતનિતસ્નાન કરાવે;
હુંછું શુદ્ધ સદાએ તો પણ, આમ અવિદ્યા જણાવે. માનવ. ૪
ઊંઘ કદી આવે નહીં પણ તે, સુંદરસેજ વિછાવે;
કામક્રીડા કરવાને કાજે, પ્રેમ ધરી પરણાવે. માનવ. ૫
નિરધનતા લેખીનેં મુજનેં ઘરઘરભીખ મગાવે;
નખોદીઆનાં માલખજીનાં, મારાનાંમ ચડાવે. માનવ. ૬
નિરવિકારી સર્વે સ્વરને, રાગી તુચ્છ ઠરાવે;
છેક ઉતારી નાખી મુજને, પાખંડી જ પૂજાવે. માનવ. ૭
સત્ય સ્વરૂપ અનાદી મારૂં, કોણ અરે સમજાવે;
નહીતો આંમ અધર્મ વધ્યાથી, દુખનું અંત ન આવે. માનવ. ૮

---

## ( સમય સુંદરજી કૃત. )

સ્વારથ કીસબહૈસગાઇ, કુણમાતા કુણ બૈનડ ભાઇ.
સ્વારથ ભોજાન ભુકતસગાઇ, સ્વારથબિનકોઇ પાણી ન પાઇ. સ્વાર્થ. ૧
સ્વાર્થમાબાપશેઠ બડાઇ, સ્વાર્થ બિન નહુ હોત સહાઇ;
સ્વાર્થનારી દાસી કહાઇ, સ્વાર્થબિનલાઠી લે ધાઇ. સ્વાર્થ. ૨
સ્વાર્થ ચેલા ગુરૂગુરૂ ભાઇ, સ્વાર્થ બિન નિત હોત લડાઇ
સમય સુંદર કહે સુણો કોકાંઇ, સ્વાર્થહૈએ ભલી પરમ સગાઇ. સ્વાર્થ. ૩

---

મેંને મુજે ન જાનાજી સંતોસત બતલાનારે, કેમેં ને મુજે ન જાનાજી ટેક.
નહિંમેં હિંદુ નહી મુશલમાન, નહીં યોગીકા ચેલારે ભાઇ;
સબલોકોશેં મેંહું મિલતા, સબશેં રહું એકીલા. સંતો. ૧
નહીંમેં આદમ નહીં દેવતા તિનલોક સેંન્યા રેભાઇ;
કીસીને મેરા અંત ન પાયા મેરા રૂપ અપારા. સંતો. ૨
નહીં મેં માટી નહીંમેં અગ્નિ નહીં પવનનહીં પાનીરે ભાઇ,
નહીંહે મુજકો કિશીને જાના, મુજેતો જાને જ્ઞાની. સંતો. ૩

નહીંમેં ઉપર નહીંમેં નીચે, નહીં જગત કે અંદરરે ભાઇ,
નહીંહે મેરા ઠામ ઠેકાના નહીં મેલના મંદર. સંતો. ૪
વહીંહે અવલ વહીંહે આખર, વહીંહે ચાવા છાનારે ભાઇ;
જ્યાં દેખા ત્હાં વહીવહીહે, વહીહેમેંનેમાના. સંતો. ૫
ઉસીકો દેખા ઉસીકો પરખા, ઉસીકો સમજા બુજારે ભાઇ;
ઉસીકા પરછાયા સબજગહે, ઊસી બિના નહીં દૂજા. સંતો. ૬
વહીશોખેલે વહીખેલાવે વહીસબ નાચ નચાવે રે ભાઇ;
વહીસો સબ કુછકરેકરાવે, પરકા નામ બતાવે. સંતો. ૭
વહી પુરૂષને ભજન બનાયા વહીને મિલકરગાયારે ભાઇ;
વહીપુરૂષ હે સુનનેવાલા, જ્ઞાનીને બતલાયા. સંતો. ૮

---

સમજકર મગન હુવા મનમેં હરકાદેખા દરશનમેં
સમજકર મગન હુવા મનમેં ટેક
જલમેં દેખા સ્થળમેં દેખા દેખા પવન અગનમેં રેભાઇ
કંકર પથર સબમેં દેખા મનવા ભયા મગનમેં હરકા ૧
ઝાડમેં દેખા પાંતમેં દેખા દેખા ફૂલ ફૂલનમેં રેભાઇ
ઠામઠામમેં દરશન પાયા જ્ઞાનરૂપ દરપનમેં હરકા ૨
તમનેં દેખા હમને દેખા, દેખા શબ પુરૂષનમેં રેમાઇ
કોઇ ઉસી બિન નજર ન આયા હમકો જગદરશનમેં હરકા ૩
આકાશ દેખા પતાલ દેખા દેખા શન્ની ગગનમેં રેભાઇ
તિનલોકમેં ઉસકો દેખા રમતા શબકે તનમેં હરકા ૪
ઉશી બિના કોઇ ચીજ ન દેખી શમુંદર બસ્તી બનમેં
ચૌદ ખંડમેં આપ સમાયા તરેહ તરેહેકે ધ્નમેં હરકા ૫
હરેક જગમેં ઉશકો દેખા નુર ભયા લોચનમેં રેભાઇ
ઉશબિન દુજાકછુન દેખા બોલા સત બચન મેં. હરકા. ૬
ઉશીશેં દોરી લગી હે સબકી ખેંચે શબકારનમે રેભાઇ
બાજીગરજ્યું પુતલિયુંકા ખેલ કરે લોકનમેં હરકા ૭

કભી હમારા શંગ ન છોડે જાગૃત ઓર શુપનમેં રેભાઇ
આઠું પ્હેર હાજર રહેતા ગ્નાની કે ચેતનમેં હરકા ૮

---

હમારા પંથહે ન્યારાજી હમને બ્રહ્મ બિચારારે હંમારા પંથ હે ન્યારાજી ટેક
માલા મણુકા હમ નહીં ફેરે પુસ્તક ગ્રંથ બિશારારે ભાઇ
ધામજાત્રા હમ નહીં જાવે ભટકે નહીં સંસારા હમને ૧
દેવી દેવતા હમ નહીં પુજે પથરા કોન બિચારા રેભાઇ
દેવલ મંદિર હમ નહીં જાવે છોડા ઠાકરદ્વારા હમને ૨
પુજાક્રિયા વ્રત સમાધિ કરવત છોડાસારા રેભાઇ
તપજપ તો હમ કછુ ન કરીએ ભાવ હમારા ચારા હમને ૩
ચિત હમારા જિશે લાગા ઓહી હમારા પ્યારા રેભાઇ
શુરતા ઉસકે શન્મુખ રખ્ખે આનંદ હોય અપારા હમને ૪
દિન ઓર રાત મગન હોરહેવે મનમોહન પરવારા રે ભાઇ
પ્રેમ પ્યાલે ભરભર પીવે એહે કામ હમારા હમને ૫
શોહંશિધ કીઆ મન અંદર છોડા શબ વિસ્તારારે ભાઇ
એક બ્રહ્મ ઓર દ્વિતીયનાસ્તિ એહીશબ્દ લલકારા હમને ૬
કભી નહીં કપડા રંગે નહીં મુંડા વનહારા રેભાઈ
કભીનહી હમજટા બઢાવે છોડા શબઆચારા હમને ૭
શબ સંસાર કે જુડે જગડે આવે નહી નિરતારા રેભાઇ
ગ્નાનનાવમે બેઠકે શંતો ગ્નાનીને ભવતારા હમને ૮

---

જગતમેં જુક્તિ ફેલાઇ નિરંજન:નિરખો રે ભાઇ ટેક
કહીંહે હિંદુ કહીં મુશલમાન કહીં બંમન કહીં બનીઆ રેભાઇ
કહીં હે ઋષિ કહીંહે મુની કહીં હે આપ કશાઇ જગત. ૧
કહીંહે જોગી કહીં હે જંગમ કહી હે ભક્તિવાલા રેભાઇ
કહીં હે મુખ પર તિલક બનાઇ કહીં હે ખાખ લગાઇ. જગત; ૨

કહીં હે મુરખ કહીં હે પંડિત કહી ગુરૂ કહીં ચેલારે ભાઇ
કહીંહે કાજી કહીં હે મુલ્લા કહીંહે બાંગ સુનાઇ જગત. ૩

કહીં બાગ હે કહીં હે માલી કહીં ફુલ કહીં બુટારે ભાઇ
કહીં હે બુલબુલ કહીં હે ભમરા કહીં કોયલ બનઆઇ જગત. ૪

કહી ગગનહે કહીં હે ચંદર કહીં શુરજ કહીતારે રેભાઇ
કહીં હે પ્રથવી કહીં શમુંદર કહીં હે મોજ ચડઆઇ જગત. ૫

કહીં હે કીડી કહીં હે હસ્તી કહીં નુર કહીં છાયા રેભાઇ
કહીં હે હીરા કહીં હે મોતી કહીં હે જોત લગાઇ જગત. ૬

એક શેંલેકર લાખ બિચારો નહીં ઉશકા છેડારે ભાઇ
ગટત ગટત જબ એક લય લાગી આગે રાહ ન પાઇ જગત ૭

જીશકું ઉશશેં મીલના હોવે શભી ધર્મ કો છોડેરે ભાઇ
આપકે અંદર આપ શમાવે એ જ્ઞાની કે મન ભાયી જગત ૮

---

તુ આકર છુપા મેરે મનમેં તેરા ખોજકીયા તનમેં તું આકર છુપા
મેરે મનમેં ટેક

ગોકુલ મથુરા કાશી ઢુંડા ઢુંડા બિંદ્રાબનમેં રેભાઇ
ગંગા જમુના સરસ્વતી ઢુંડે દરસન કે કારણમેં ૧

જતી સતી સન્યાસી ઢુંડે, ઢુંડા શબ પુરૂષ નમેંરે ભાઇ
પંડિત કે પુસ્તકમેં ઢુંડા બ્રહ્મા કે શમરનમેં. તેરા. ૨

ધ્યાની ઢુંડે મુની ઢુંડે તપશીકે આભરનમેંરે ભાઇ;
ભગતઢુંડે ભજાનાનંદ ઢુંડે જોગી કે આશનમેં. તેરા. ૩

જંગમ ઓર બેરાગી ઢુંડે સાધુ ઓર શંતનમેં રે ભાઇ;
ફકીર ઢુંડે અતીત ઢુંડે ઢુંડા ખટ દર્શનમેં. તેરા. ૪

રાગતાલ ઓર નાચમેં ઢુંડા ઢુંડાગીત ભજનમેં રે ભાઇ;
કામ ક્રોધ ઓર મોહ ન છુટા ભુલ રહા સબધનમેં. તેરા. ૫

પહાડ ઢુંડે પર્બત ઢુંડે ઢુંડા ઝાડી બનમેં રે ભાઇ;
　　પૃથ્વી પર કોઇ ઠોર ન છોડા દેખા નહીં શુપનમેં. તેરા. ૬
તીરથ જાત્રા શારે ઢુંડે ઢુંડા બાગ ચમનમેં રે ભાઇ;
　　મંદિરઓ રમશીતાં ઢુંડી ના દેખા મોહનમેં. તેરા. ૭
શાત શમુંદર શારે ઢુંડે લાલુંકી જયો તનમેં રે ભાઇ;
　　હીરા પંના માણુક ઢુંડે મોતીકી માલનમેં. તેરા. ૮
અકાશ ઢુંડા પતાલઢુંડા ઢુંડા શકલ ગગનમેં રે ભાઇ,
　　ચંદ્ર સુરજ ઓર તારે ઢુંડે કીયા નહીં દર્શનમેં. તેરા. ૯
બાટબાટ ઓર ગાટગાટમેં ઢુંડ ફિરાહર ફનમેં રે ભાઇ;
　　જોગી બનકર જગ સબ ઢુંડા જન્મ ગયા બાતનમેં. તેરા. ૧૦
તપશી બન કરપિંડ શુકાયા તાપાબ્હોત અગનમેં રે ભાઇ;
　　ધ્યાનકી આપણુ જ્ઞાનબિના તો રહી બાસના મનમેં. તેરા. ૧૧
જ્ઞાનબિના જયું મ્રગજ્ઞાફિરતા સુગંધી કેરી ધુનમેં રે ભાઇ.
　　ડુંટીમેં કસ્તુરી ભરકર ભટકત હે બનબનમેં. તેરા. ૧૨
શદ્દગુરૂ પાયા જ્ઞાન ગતાયા શમજા એક બચનમેં રે ભાઇ;
　　અખંડ જયોતકા અજવાલામેં નિરખલીયા નેનનમેં. તેરા. ૧૩
અંતર ખોજા દર્શન પાયા પરખલીયા ચેતનમેં રેભાઇ
　　શદ્દગુરૂ ચરણેં શીષ નમાયા મનમેં હુઆ પરશનમેં તેરા. ૧૪
શદ્દગુરૂને જબ શાન બતાઇ જા બેઠા શુખમણમેં રેભાઇ
　　પ્રેમ હુઆ ઓરધ્યાન લગાયા શુરતા પ્હોચી શુનમેં તેરા. ૧૫
આપ બિસરકર આપકો દેખા ઉલટ સમાયા તનમેં રેભાઇ
　　ભ્રમણા ભાગી સંશય મીટીઆ દેખા દિલદર્પનમેં તેરા. ૧૬
જયું શમશેર હે મ્યાનકે ભીતર યુ માલક હેતનમેં રેભાઇ
　　શરીરમેં શબ ઉશાકીશકિત સમજા અપને મનમેં તેરા. ૧૭
મસ્ત બનામેં હું મતવાલા લાલન કેરે લગનમેં રેભાઇ
　　પ્રેમ પ્યાલે ભરભર પીતા જ્ઞાની ભયા મગનમેં તેરા. ૧૮

---

ભેદ કોઇને ન પાયાજી તેરી અકલિત માયારે ભેદ કોઇને ન પાયાજી ટેક
જો સમજ્યા શો હુવા દીવાના જો મુરખ શો ડાહ્યારે ભાઇ
તુંજશેં મીલીયાનેશબશેં બિગડા એ કેશા રંગ લાયા તેરી ૧
જાતચલે શો સબકાવેરી પાખંડી શિર છાયારે ભાઇ
જ્ઞાનીકી કોઇ બાત ન માને જુઠે જગત ભરમાયા તેરી૦ ૨
ખરે મારગ કોઇ શંત શિધાવે ખોટે શબ કોઇ ધ્યાયા રેભાઇ
નજર બંધીકા ખેલ જગતમેં તુંને ઠીક બનાયા તેરી૦ ૩
સ્વર્ગ નરક ઓર દેવ લોકમેં તું હે આપ શમાયા રેભાઇ
તુંજબિન મુજકો તિન લોકમેં કોઇ નઝર નહિં આયા તેરી. ૪
મોક્ષપદારથ તુંહી પાવે સ્વર્ગભી તું ને પાયારે ભાઇ
નરક કુંડમેં આપ શમાવે; કેશા ભેદ રચાયા તેરી૦ ૫
શબકે ગટમેં તુંહે પરગટ તેરીહે શબ માયા રેભાઇ
જ્ઞાની તેરા જુના શંગી ફેર મીલનકો આયા તેરી૦ ૬

---

કાયા તારી શાથી વટલાણી મુરખમન કાયા તારી શાથી વટલાણીરે હેજી ટેક.
પાંચ તત્વની કાયા બની તારી પ્રાણી, તેના માંહી ચેતન આવ્યોરે હેજી;
ચેતન કાયાને કશું વટાલ ન હોય, એતો ઢેડ ભંગીઆનું પીએ પાણી. મુ. ૧
જેરે વસ્તુની તારી કાયા બંધાણી પ્રાણી, ઢેડ ભંગીઆની કાયા તેવીરે હેજી;
ચેતન તો સર્વેનો એકજ રૂપ છે, તેમાં તેં જૂદાઇ શાની જાણી. મુ. ૨
જયાંથી તું આવ્યો ત્યાંથી સર્વે લોકો આવ્યા, સૌનું જન્મમરણ એક ભાતે રેહેજી;
શરીરનું ઘાટ સૌનો એકજ સરીખો, સરખાં હાથ પગ મુખ વાણી. મુ. ૩
ખાવાનાં કાજેછે સૌને માટીના પદાર્થસૌ, માટીથી થયું ને માટીથી થાશે રેહેજી;
પાંચતત્વ વિના બીજું કયાંથી આવ્યું એતો સર્વે વસ્તુ એક પરમાણી. મુ. ૪
આરે કાયામાં તારી શુંરે બગડયું છે પ્રાણી, ઘટયું વધ્યુંતો કાંઇ નથી રેહેજી;
મન બગડયાથી સર્વે સંસાર બગડયો, શંકા તારા મનમાં ભરાણી. મુ. ૫
જેજે વસ્તુ જુએ તેને તારૂં અંગ જોજે પ્રાણી, તેમાંને તારામાં ભિન નથી રેહેજી;
એક બ્રહ્મ ઓર દ્વિતીયા નાસ્તિ છે પ્રાણી, જ્ઞાનીતણી વાણી છે વખાણી. મુરખ. ૬

---:o:---

શાથી વટલાણી તારી કાયા, શાથી વટલાણી તારી કાયા?
મુરખ મન, શાથી વટલે છે તારી કાયા રે હે જી. ટે૦
આ રે ભ્રષ્ટ કાયા તારી શુધ કયાંથી આવી એ તો
અશુધ છે જેવો ઢેડવાડો રે હે જી,
હાડકાં ને માંસ અને રગત ચામડાનો ઢગલો છે
એ તો જોને ડાહ્યા મુરખ મન શાથી૦ ૧
મુખ માંહે હાડકાં ને માંસ છે મુરખ તારે,
પેટમાં નરક ભર્યો તારે હે જી
તે રે ઢેડવાડા માંહી કોણુ કોણ વટલે છે?
એતો મને કહેને મારા ભાયા, મુરખમન શાથી૦ ૨
નવ માસ પેટ માંહી રૂધિર તેં ખાધાં પ્રાણી,
હાડમાંસ માહે કરી વાસો રે હે જી.
ત્યારે તો તું વટલ્યો નહી શુણને મુરખ મુઢ,
હવે વટલ્યાનું વ્હેમ લાયા, મુરખ મન શાથી૦ ૩
પેટમાંથી બ્હાર પડી છાતીથી રૂધિર પીધું,
રગ રગમાંથી ખેંચી તાણી રે હે જી,
માંસ તણા લોચડાને ચુશી ચુશી મોટો થયો,
હવે અભિમાન કયાંથી લાયા? મુરખમન શાથી૦ ૪
મોટા થયા કેડે પણ હાડ માંસ ચામડાનું
રસ કસ ખાધું ઘણા ભાવે રે હે જી
દુધ અને ઘી છે એ તો હાડ માંસ ચામડાનું
કસ છે તે ખાઇને ધરાયા, મુરખમન શાથી૦ ૫
સર્વેથી ભ્રષ્ટ તારી કાયા છે મુરખ પ્રાણી
મનમાં તું દેખને વીચારી રે હે જી,
વજની તે બુંદ થકી કાયાની છે ઉત્પત્તિ
હાડ માંસ તેમાંથી બંધાયા, મુરખમન શાથી૦ ૬
એ તો તારા મન માંહે ભ્રમણા ભરાઇ મુઢ!

અજ્ઞાન અંધકાર આવ્યો રે હે જી,
એવી ભ્રષ્ટ કાયાથી છે બીજું કોણ ભુંડું પ્રાણી ?
જેથી હાડ માંસ વટલાયાં, મુરખમન શાથી૦ ૭
કાયા કદી વટલે નહીં નિશ્ચે જાણ મુરખા તું ?
એ તો જડ માટી કેરી પિંડી રે હે જી,
તું તો છે કાયાથી જુદો ચેતન બ્રહ્મસ્વરૂપ,
જેને કશી વળગે નહીં માયા, મુરખમન શાથી૦ ૮
કાયાનો અભિમાન મુકી દેને મુરખા તું !
થાને નિસ્પૃહી બ્રહ્મજ્ઞાની રે હે જી,
એક બ્રહ્મ અને દ્વિતીયાનાસ્તિને
શોહં શબ્દ મન ભાયા, મુરખમન શાથી૦ ૯
તું તો પરમાત્મા છે અખંડ બ્રહ્મ રૂપ
તું ન વટલે ન અભડાય રે હે જી
વ્હેમ તારા મનમાંથી કાઢી નાખ પ્રાણી
તને જ્ઞાની બ્રહ્મજ્ઞાન સમજાયા, મુરખમન શાથી૦ ૧૦

---

કાયા નગરના કોટમાં જે કોઈ ધ્યાન લગાવેજી,
અંતર ખોજે આપનું સત સ્વામીને પાવેજી. કાયા. ૧
પંચ ધર્મ ને જાત્રા પાઠ પુજાને પોથીજી,
એ ઝઘડા સંસારના તેમાં જન્મ ગુમાવેજી. કાયા. ૨
મરવા રે પહેલાં જે મરે કોઇની ગણુતી ન રાખે જી,
સર્વેનો નાશ નિશ્ચે કરે તે નર જ્ઞાની કહાવે જી. કાયા ૩
એક વિના બીજું જે જુએ તેનો ફોકટ ફેરો જી,
દોઇતા એજ અજ્ઞાનતા એનો પાર ન આવેજી. કાયા. ૪
એકજ એક જે કોઇ જુએ બીજું નામ ન જાણે જી,
આપ વિસારે આપને આપોઆપ હો જાવે જી, કાયા. ૫
પાંચ પચીસ ચોર વશ કરો પુજા પુસ્તક મેલોજી,

સદ્‌ગુરૂના પાયે નમો તમને જ્ઞાન બતાવે જી. કાયા- ૬
એટલો અર્થ જે નિશ્ચે કરે શોઇ સદ્‌ગુરૂ અમારોજી,
દાસ જ્ઞાની એમ આપના મનને સમજાવેજી. કાયા. ૭

---

માલક સબમેં તુંહે ઓર સબકુછતુંહીતું, સીવાતેરે દુજાનહીં કુછનામેંહું, મા.ટેક.
તુંઅવલ તુંઆખર તુંઝાહરતું બાતન તુંચંદા તુંશુરજ તુંતારે તુંદરપન,
તુંગેસુ તુંમુખડા તુંઆખેં તુંઅંજન, માલક૦ ૧
તુંબેરંગ તુંએહમદ તુંઆદમ તુંહવા, તુંચાકર તુંસેવક તુંબંદા તુંમવલા,
તુંગુલશન, તુંગુંચા તુંબુલબુલ તું ભમરા, માલક૦ ૨
તુંઆશક તુંમાશુક તુંનાજો અદાતું ઇશ્ક ઓર મ્હોબતહે ઓરદિલરૂબાતું,
હે તુંરસાયા તુંશાહોગદાતું, માલક૦ ૪
તુંદોલત તુંદાતા ગની બેનવાતું તુંખાદમ તુંચેલા ગુરૂ પેશવાતું,
તુંમીસકીન કુકરાતું ઓર બેનવા તું,
તુંદીવા તુંમશાલ તુંહી ધુપ સાયા તુંમુલાં તુંપીરે મુગા બનકે આયા,
તું બ્રાહ્મન ઓર શેખ તુંહીકહાયા, માલક૦ ૫
તુંરાજા તુંપરજા તુંકાસદ તુંપેગામ તુંરાવન તુંરૂષિ તું લખમન તુંહીરામ,
તુંઝાહર તું આબાદ તું દાતાહે તુંદામ, માલક૦ ૬
તુંકાન્હા તુંકુબજા તુંજાદવ તુંગોપી, તુંઝાહર તુંબાહર તુંછાના અલોપી,
તુંતન હે તુંજાન હે તું આતમસ્વરૂપી, માલક૦ ૭
તુંદરિઆ તુંહીરા તુંપન્ના તુંમોતી તુંસોના તુંરૂપા તુંહી બ્રહ્મજયોતી,
નહોતા જોતું કોઇ વસ્તુ નહોતી, માલક૦ ૮
જો કુછ હે શો તુંહે મુઝે ખુબ શુઝા જીધર દેખતાહું મેંતુંહે ન દુજા,
તુંહી હે તુંહી હે તુંહી મેંને બુઝા, માલક૦ ૯
જો તુજકો મે ઢુંઢું તો મુજકોહું પાતા જો મુજકો મેં ઢુંઢુંતો તુંહેદિખાતા,
મુજે અબતો દુજા નહીં કુછ દિખાતા, માલક૦ ૧૦
તુંઅનવર હે યેતો નહીં નામ મેરા મેંકુછભી નહીં હું યેઇસરાર તેરા,
ન પાયા મેંઢુંડા તો મુજકો ઘણેરા, માલક૦ ૧૧

—:o:—

અંતર અપના ખોજોને મેરે ભાઇ, આત્મા ઉસમેં દેવેગા તુમકો દિખાઇ, અં.ટેક.
તુંમે કોનહો અપને મનમે બિચારો, જો કહેતાહે મેં કોનહે મનમેં બિચારો;
જોકહેતાહે મેંકોનહે મનમેં ધારો, સમજતાહેં મેંહુ વ્હોહે કોન યારો? અં૦ ૧
યેતો તુમ આપ હોજો તુમને ખોજા, તુમ બિન ઓરનહી કોઇ દુજા,
ઇતની રોશનીમેં ભી તુમકો ન સુઝા, અંતર. ૨
તુંભી જાગતેમેં ઓરસોતેમેં તુંમહો, શપનબિચ હુંશીઆર હોતેભી તુમહો;
જો જાગે તો સમજે કે મેંહું વ્હો તુમહો, અંતર૦ ૩
તુમે સેર કરતેહો શપનમેં સારા, યે હે રૂહકા અકસ શુક્ષમ તુમારા;
વહી તુમહો તુમસે નહીંસે વ્હો ન્યારા, અંતર૦ ૪
જોહે આત્મા રૂહ વ્હો તુમહો ભાઇ, નવ્હો મરદહે ન વ્હોહે લુગાઇ;
નિરંજનહે વ્હો બે મીસ્લ બેસગાઇ, અંતર૦ ૫
જોતુમ ધ્યાન અંતરમેં અપને લગાવો, તો સુક્ષમકો પાવોઓર આતમાકોધાવો;
તો તુમ આપ અપનેમે આપસકો પાવો, અંતર૦ ૬
તુમારી સમજ તુમકો પુરીજો આઇ, તો સારા જુગત તુમમેં દેવે દિખાઇ;
હો તુમહી તુમ શબહે તુમમેં સમાઇ, અંતર૦ ૭
ગુરૂસેં તુમ જ્ઞાન સિખો અયભાઇ, તો ફિર આત્મા સબમેં દેવે દિખાઇ;
યેહી રાહ જ્ઞાની ન તુમકો બતાઇ, અંતર૦ ૮

---

બોલતા નર કોન થારે માટી કેરે બંગલેમેં બોલંતા નર કોન થારે ?
માટી તો કુછ બોલે નહીં ઉસકે અંદર કોન થારે ? ૧
કીસકે થેયે છલબલ સારે કીસકા નાચ ગુમાનારે ?
કીસકોમાન અભિમાન આતા કરતા આ કરકોન થારે ? ૨
કોનથા પંડિત કોન થા મુલ્લાં કીશને વેદ બિચારારે ?
કીસને કથા બખાન બિચારા પઢતા શાસ્તર કોન થારે ? ૩
કોન થા લડતા કોન ઝગડતા કોન રાજપુત્ર સિપાહીરે ?
કોનથા રનમેં મારતા ખાંડા યે શુરાનર કોન થારે ? ૪
કોન વણીક થા કોન કસાઇ કોન થા ઢેડ ચમારારે

